# શ્રી

# જૈન સજ્ઝાય માળા.

## ભાગ ૪ થો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

C. આનંદ ઇંદુ પુસ્તકાલય તરફથી.

મંગળદાસ ગાંડાભાઇ પટેલ.

મુ૦ મુંબઈ.

આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.



શ્રી 'સત્યવિજય' પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે છાપ્યું. પાંચકુવે—અમદાવાદ.

કીંમત રૂા. ૧-૮-૦.

# જાહેર ખબર.







# આભાર પત્રીકા.



શેઠ ઇંદિરજીભાઈ રતનજીભાઇ હસ્તે પાનાચંદભાઇ ઇંદિરજી; શેઠ મુળચંદ જેઠાભાઈ હસ્તે બાઇ હેમકોર બાઈ; સૌભાગ્યવંતાં બાઈ મણીબાઈ; શેઠ નાનચંદભાઈ દેવચંદ; શેઠ નથુભાઈ મુળજી; શેઠ નરભેરામ ગોપાળજીભાઇ; શેઠ જમનાદાસ ખુશાલભાઇ; શેઠ મોરારજીભાઇ મુળજી; સૌભાગ્યવંતા બાઈ ગુલાબ; શેઠ ખુશાલદાસ ગીરધર; શેઠ લખમીચંદ ડાહ્યાભાઇ; તથા શેઠ ભીખાલાલ જગજીવન. મુ. મુંબાઇ.

ઉપર લખેલા સદ્‌ગૃહસ્થોએ અને બાઇઓએ આ પુસ્તક છપાવવામાં જે પોતાનો ઉત્સાહભાવ અને ઉદારવૃત્તિ બતાવી છે, તે બાબત તેઓ સર્વનો આભાર માનું છું.

લી૦ પ્રગટકર્ત્તા.



# આ પુસ્તક મળવાના ઠેકાણા:—



ખંભાત:—શા. છોટાલાલ મોતીચંદ. ઠે. સુતારવાડો.

અમદાવાદ:—શા. ત્રીભોવનદાસ રૂગનાથદાસ. જૈન બુકસેલર.
ઠે. રાયપુર—આકાશેઠ કુવાની પોળ.

તથા

„ સંઘવી વાડીલાલ કાકુભાઈ
ઠે. સારંગપુર—તળીયાની પોળ.

મુંબઇ:—શા. અંબાલાલ દોલતચંદ
ઠે. મુળજી જેઠા મારકીટ, ઘડીયાળી ગલી.

સુરત:—શા. નાગરદાસ લધુભાઇ.
ઠે. બાગા તળાવ, પુલ ઉપર.

તથા

„ રતીલાલ પ્રાણજીવનદાસ સૂડીવાળા.
ઠે. હરીપુરા.

બસેં નકલ અડધી અને આઠ આના કીંમતે મળવાના ઠેકાણા:—

મુંબઈ:—છાપરીયા ભાણજીભાઈ ધરમશી.
ઠે. ભીંડી બજાર, લોખંડનું કારખાનું.
પોસ્ટ નં. ૯

„ શેઠ હરીદાસ પ્રેમજી.
ઠે. મુળજી જેઠા મારકીટ—ચોકમાં.



# પ્રસ્તાવના.



પ્રીય વાંચક વર્ગ આપને યાદ તો હશે કે, હમેશાં જૂની વસ્તુઓ અને બાબતો ઘણા વખત સુધી ટકી રહે છે અને ખપ પણ તેનોજ વધારે જોવામાં આવે છે. ભલે નવી ચીજો ઘણી થાય અને વપરાય પણ અંતે જૂની વસ્તુઓજ સર્વનું મન સમાધાન કરે છે. તે બાબતનો અનુભવ આ પુસ્તક ઉપરથી આપને થશે.

શ્રી સઝાય માળા ભાગ ચોથાની, પ્રથમ આવૃત્તિ અમે સાધુ મહાત્માઓની મદદથી જૂના ભંડારોમાંથી સાધુ મહારાજોએ તથા કવીઓએ શાસ્ત્રાનુસારે રચેલી સજઝાયો, કવીતો, અને દોહરા ઓનો સંગ્રહ કરી ખંભાત જૈન પુસ્તકાલય તરફથી છપાવી બહાર પાડેલ અને તે તુરતમાંજ ખપી જવાથી અને ફરી તેની ઉપરા ઉપરી માગણી શરૂ થવાથી કાગળોની સખ્ત મોંઘવારી છતાં આ પુસ્તકની બીજી આવૃત્તિ અમારે છપાવવી પડી છે, અને તેજ તેની ઉપયોગતા બતાવી આપે છે.

આ પુસ્તકનાં પ્રુફ સુધારવામાં ત્રીભોવનદાસ રૂગનાથદાસે બનતી કાળજી રાખેલ છે, છતાં દ્રષ્ટિ દોષ કે છાપ દોષથી કાંઇ ભૂલ રહી ગયેલ હોય તો તે સુધારી વાંચવા વિનંતી છે.

કર્ત્તા.



# આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થયેલા સદ્‍ગૃહસ્થોનાં મુબારક નામ.

## મુંબઈ.



૨૫) રા. રા. નકુભાઈ કાલુભાઇ શાહ. શ્રી આર્ય નૈતિક નાટક સમાજના માલીક ૫) શા. સવજીભાઈ આણંદજી,૨)શા. પોપટલાલ માવજી મસાલાવાળા; ૨)વનમાળીભાઇ માવજી મસાલાવાળા.૨)શેઠ ભગવાનદાસ મદનજી; ૨) શા. વછરાજભાઇ ગુલાબચંદ; ૨) શા. લખમસીભાઇ લધાભાઇ; ૨) શેઠ પ્રભુભાઇ વીરજીભાઈ; ૨) દેસાઇ મણીલાલ ભાઇ જીવરાજ; ૧) સેઠ ઉમરસી જેવત; ૧) શા. પુંજાભાઈ લાધા; ૧) બાઈ નંદકોરબાઇ; ૧) શા. ખેતશી જેઠાભાઇ; ૧) શા. ઘેલાભાઇ કાનજી.



# અનુક્રમણિકા.

॥ श्री जीनवरेंद्राय नमः ॥

॥ श्री ॥

# ॥ जैन सज्झायमाळा ॥

## भाग ४ थो.

---

### श्री पंचपरमेष्टीनी स्तुति.

( દોહરો. )

ॐ नमो અરિહંતાણું, એમ પાંચુ પદ માંય;
ॐ ह्राँ ह्री श्री ह्रौं સ્વાહા, જપતાં ह्रीं श्रीं થાય. ॥ ૧ ॥

( ત્રિભંગી છંદ. )

પ્રણમું સરસ્વતિ, હોય વરમતિ, ચિત્ત હુલસે અતિ, ગુણ થુણવા,
શુદ્ધ ભાવે ધ્યાવે, સો સુખ પાવે, એક ચિત્ત ચાવે, યશ સુણવા,
જયજય પરમેષ્ટી, જગમેં શ્રેષ્ટી, હૈ પદ જ્યેષ્ટી, જગધારં,
ત્રીજગ મઝારં, નામ ઉદ્દારં, જય સુખકારં, નવકારં, (એ ટેક.) ૧
બારે ગુણવંતા, શ્રી અરિહંતા, લોગ મહંતા, ગુણ ગહેરા,
ઘનઘાતિક કર્મ, મિથ્યા ભર્મં, ત્યાગ અધર્મં, વિષ લહેરા
શુકલ મન ધ્યાયા, કેવલ પાયા, ઈંદર આયા, તિણવારં. ત્રી૦ ૨
વર પ્રખદા બારે, હર્ષ અપારે, સુણી અવધારે, જીનવાણી,
અમૃતશું પ્યારી, જગહિતકારી, સુર નરનારી, પહેચાણી,
કેઇ સંજમ ધારે, કેઇ વ્રત બારે, કર્મ વિદારે, શિવત્યારી. ત્રી૦ ૩
દ્વિતિય પદ ધ્યાવો, સિદ્ધ ગુણ ગાવો, ફિર નહિં આવો, જીહાં જાઈ,
જે અલખ નિરંજન, ભવિ મન રંજન, કર્મકે ભંજન, શિવ સાંઈ,
પુદ્ગલકા ફંદા, દૂર નિકંદા, પરમાનંદા, અવિકારં. ત્રી૦ ૪

અષ્ટ ગુણકે ધારે, જગત નિહારે, કાલ ન મારે, ઉનતાંઈ,
જીહાં સુખ અનંતા, કેવલ વંતા, ગુણ ઉચરંતા, છે નાંઈ,
નિજ વાસ બતાઈ, ઘો મુજ તાંઇ, તુમસા નાંઇ, દાતારં. ત્રી૦ ૫
ગણીવર પદ ત્રીજે, નિત્ય નમીજે, સેવા કીજે, હર્ષ ધરી,
પંચ મહાવ્રત પાલે, દૂષણ ટાલે. ગજ જીમ માલે, શૂર હરી,
પાંચું વશ કરતે, પંચ ઉચ્ચરતે, પાંચુંઇ હરતે, દુઃખકારં ત્રી૦ ૬
શીતલ જેમ ચંદા, અચલ ગિરિંદા, ગનપતિ ઇંદા, શિરદારં,
સાગર જેમ ગહેરા, જ્ઞાન લહેરા, મિથ્યા અંધેરા, પરિહારં,
સંપદ વસુ પાવે, ન્યાય બઢાવે, પાળે પળાવે, આચારં. ત્રી૦ ૭
ગુરૂ સેવા સાધી, વિનય આરાધી, ચિત્ત સમાધી, જ્ઞાન ભણે,
બારે અંગ વાણી, પેટી સમાણી, પૂરવ નાણી, સંસય હણે,
નિરવદ્ય સત્ય ભાંખે,શાસતર શાખે,ગુણ અભિલાખે,નિજ સારં.ત્રી૦૮
ઉવઝાયા સ્વામી, અંતરજામી, શિવ ગતી ગામી, હિતકારી,
શીખણને આવે, જોગ શિખાવે, ન્યાય બતાવે, ઉપગારી,
દુર્ગતિમાં પડતો, કાદવ ગડતો, ચિત્ત કરે ચડતો. તિણવારં. ત્રી૦ ૯
કંચુક અહિ ત્યાગે, દૂરે ભાગે, તિમ વૈરાગે, પાપ હરે,
જૂઠા પરછંદા, મોહની ફંદા, પ્રભુકા બંદા, જોગ ધરે,
સબ માલ ખજીના,ત્યાગ ન કીના,માહાવ્રત લીના;અણગારં. ત્રી૦ ૧૦
પાળે શુદ્ધ કરણી, ભવજલ તરણી, આપદ હરણી, દ્રષ્ટિ રખે,
બોલે સત્ય વાણી, ગુપ્તી ઠાણી, જગકા પ્રાણી, સમ્મલખે,
શિવ મારગ ધ્યાવે, પાપ હઠાવે, ધર્મ બઢાવે, સત સારં. ત્રી૦ ૧૧
એ પ્રણમે ભાવે, વિઘ્ન હઠાવે, અરિહરિ જાવે, દૂર સહી,
જે તપ તેજારી, દુઃખ બિમારી, સોગ સવારી, આત નહી,
ગ્રહ પીડા ભાગે, દ્રષ્ટિ ન લાગે, શત્રુ ન જાગે, લીગારં. ત્રી૦ ૧૨
એહ મંતર નીકો, તારક જીકો, ત્રિજગ ટીકો, સુખદાતા,
એ મંત્ર કરારી, મહિમા ભારી, લહે નરનારી, સુખશાતા,
સુરજી વનવેલી, દે ધન ઠેલી, ભવ ભવ કેલી, યહ સારં. ત્રી૦ ૧૩
પદ્માસન વાળી, રંગ નીહાળી, આરત ટાળી, ધ્યાન ધરે,

તિલોક પય પે, ભાવશું જંપે, ઋદ્ધી સિદ્ધિ સંપે જેહ ધરે,
એહ છંદ ત્રિભંગી, ગાવે ઉમંગી, ભવભવ સંગી, જયકારં. ત્રી૦ ૧૪

## શ્રી ऋषभदेवनुं स्तवन.

( " ઈણુ સરોવરીયાની પાળ, ઉભી હોય નાગરી-મારા લાલ. "-
એ દેશી. )

શ્રી સદ્‌ગુરૂસુ પસાય, જાણ્યા શિવપુર ધણી, મારારાજ
શ્રી મરૂદેવીના નંદ; નાભિ કુલ ગુણમણી; મા૦
ત્રીભુવન નાયક દેવ, પાયકની વિનંતિ, મા૦
મોહ રીપુ ભય હાણુ, શરણુ ગ્રહ્યો શુભમતિ. મા૦ ૧
તાર તાર મુજ તાત, વાત કહું મનતણી; મા૦
જનમ મરણુ જંજાળ, આવે ઘભરામણી, મા૦
તાર્યા જીવ અનંત, શાંતિ સુગુણા ઘણાં; મા૦
ઉદ્ધરીયા અપરાધિ; માહા અવગુણુ તણા. મા૦ ૨
તુમ બિરૂદ દીનદયાળ, હું બાળ દયામણો, મા૦
કયોં ન કરો મુજ સાર, વિસાર્યો કેમ ઘણો; મા૦
જો તારો ગુણવંત, અચરીજ છે નહી, મા૦
જો મુજ સરીખો દીન, ઉદ્ધાર્યો જશ સહી. મા૦ ૩
આપદ પડીયો આજ, આયો શરણે વહી, મા૦
ઓર ન તારણહાર, તે માટે મેં કહી; મા૦
મુજ સરીખો કોઇ હિન્ન, પ્રભુ તુજ સારીખો, મા૦
લાધે નહિં જગમાંય, કિયો મેં પારીખો. મા૦ ૪
તુંહીજ તારશો નેટ, પહિલા પાછે સહિ, મા૦
શેવક કરે પોકાર, બાહિર શોભા નહિ; મા૦
સમરથ છો તુમે સ્વામિ, જગત તારણુ ભણી, મા૦
હવે મુજ વેલા કેમ, આનાકાની ઘણી. મા૦ ૫
ભાવે તારમતાર, માહારૂ શું જાવશે, મા૦

પણ તુમ તારક બિરૂદ, કિણ વિધ આવશે; મા૦
કહેશો એ છે અજાણ, આવે નહિ વિનંતિ, મા૦
માવિત્ર વિના કહો કોણ, શીખાવે તે રીતિ. મા૦ ૬
શિખાવો મુજ સોય, કૃપા કરી નાથજી. મા૦
વિણ મનાયા નહિ છોડું, તુમારો સાથજી; મા૦
કરૂણા કરી મુજ કાઢયો, નરક નિગોદશું, મા૦
આવ્યો આપ હજુર, ત્હારો હવે મોદશું. મા૦ ૭
ગજ હોદે નિજ માત, મુગતી મેલી ખરી, મા૦
ભરતને અરીસા ભુવને, દીની કેવલ સીરી; મા૦
અઠ્ઠાણું નીજ પૂત્ર, ઝુઝંતા વારીયા, મા૦
બાહુબળ ગજ માન, થકી તેં ઉતારીયા. મા૦ ૮
વિતરાગ સમભાવ, છો સમતાસાગરૂ, મા૦
મ્હારો થારો નહિં આપ, તો તારો જગ ગુરૂ; મા૦
માત પિતાથી જેમ, બાળક આડો કરે, મા૦
ઋષભ જીણંદશું તેમ, તિલોકરીખ ઉચ્ચરે. મા૦ ૯

---

# अथ श्री शांतिनाथजीनी लावणी.

[ " અગડદમ બગડદમ બાજે ચોઘડા " અથવા
" સોળ સ્વપ્નાની "—દેશી. ]

પ્રભુ તુમવિણુ મેં ભમ્યો જગતમેં, અબધ્યો સુખ સંપત્ત સ્વામિ,
શાંતિ જીનેશ્વર શાંતિ કરો મોય, વિઘન હરણ અંતરજામી. એ ટેક.
પાળ્યો પારેવો મેઘરથ નૃપભવ, ગોત્ર તીર્થંકર બાંધ્યો જીહાં,
સ્વાર્થસિદ્ધ પ્રત્યે સંયમ લેકર, સ્થિતિ તેત્રીશ સાગરકી તિહાં;
હથ્થિણાપુર વિશ્વસેન પટરાણી, અચીરા કુખે જન્મ લીયો,
બે પદવી ઉપરાજી પુણ્યસેં, મરકી રોગ પ્રભુ દૂર કીયો;
જશ ફેલ્યો તબ સારે દેશમેં, પરજા પણ શાતા પામી. શાં૦ ૧
પચિશ પચિશ હજાર વરસલગ, કુંવર રાજ ચકરવર્તી,

એક હજાર પુરૂષ સંગે પ્રભુ, સંયમ લીનો શુભમતી;
એક વરસ છદ્મસ્થપણામેં, સહ્યા પરીસા જીનરાયા,
ઘનઘાતીક ચૌ કર્મ કાટકે, શ્રી જીનવર કેવલ પાયા;
દિયો ઉપદેશ ભવીક જન તારણુ, ધન જગવત્સલ શીવગામી. શાં૦ ૨
પચીસ સહસ્ત્ર વર્ષમેં એક કમ, કેવલ પદવી દીપાઈ,
છત્રીશ ગણુધર હુવે નાથકે, બાસઠ સહસ ભયે મુનીરાઈ;
એકસઠ હજાર ઓર છસેં આર્જંકા, એક લક્ષ નેવું હજારા,
ભયે શ્રાવક એકવીશ ગુણુ પૂરણુ, બારા વ્રત ધારણુહારા,
તીનલક્ષ ત્રાણું સહસ્ત્ર શ્રાવિકા, કરણીમેં કછુ નહિ ખામી. શાં૦ ૩
લક્ષ વર્ષકો સર્વ આઉખો, જીન મારગ હદ દીપાયા,
સમેતશીખર પર્વતપર ચડકે, જગતારક અણુસણુ ઠાયા;
વદી તેરશ નક્ષેત્ર રેવતિ, જ્યેષ્ટ માસમેં મુગતી લહી,
અજર અમર અવિકાર નિરંજન, દુખભંજન બિર્દ આપ સહી;
તિલોકરીખ કહે તારો મુજકું, અર્જ કરૂં નિત શીરનામી. શાં૦ ૪

---

# શ્રી મહાવીરદેવનું સ્તવન.



[ "પહેરણુ દક્ષિણી ચીર, ઓઢણુ પીળી પામરી-લલના" એ રાગ.]

મોહન ત્રીસલાનંદ, ચડયો ચિત્ત માહ્યરે, લલના. ૧
અવર ન આવે દાય, વારી ગુણુ તાહ્યરે; લલના.
દેખી અનૂપમ રૂપ, મોહ્યો તુજ મુખડે, લલના.
મધૂકર રસીયો જેમ, લપટાણો ફુલડે. લલના. ૧
સમોસરણે મહારાજ, બેઠાં શોભા ધરી, લલના.
હેજ ભરી ગુણુ ગાય, ઉભી સુર કુંમરી; લલના.
તુજ ગુણુ મોહ્યા ઇંદ્ર, અવર ચિત્ત નવી ગમે, લલના.
ઉવેખી સુર ધામ, આવી ચરણે નમે. લલના. ૨
વરસે પ્રભુ મુખ વાણુ, સુધા ગુણુ જીપતિ, લલના.

પામે પરમ વિલાશ, ભવીક વન માલતી; લલના.
તુજ મળવાની નાથ, ઘણી મુજ આતુરી, લલના.
પણ પામું નહિં આજ, કરૂં લખ ચાતુરી. લલના. ૩
રહે એ ચિત્ત ઉદાશ, જીણંદ તુજ કારણે, લલના.
આપે કોણ વિશ્રામ, જાઉં તસ વારણે; લલના.
શું થાય પરશું વાત, કિયાં મન મોકળે, લલના.
જેમ દવ નહિ ઓલવાય, છાંટચે મુખ કોગળે. લલના. ૪
ભમતા ચૌગતિ માંય, મળી શેવા તાહરી, લલના.
અવગુણ જોશો જો આપ, તો કોણ ગતી માહરી; લલના.
આપે તું શીવરાજ, કિયાં તુમ ચાકરી, લલના.
પામું કિણ વિધ ઈશ, ઉદયગતિ આકરી. લલના. ૫
દૂર થકી પણ નાથ, આધાર છે એવડો, લલના.
શીર વહું તુજ આણ, તરૂણ જેમ કેવડો; લલના.
જપે શિષ્ય એમ, હરિમુનિ દેવરાજનો, લલના.
મળીયો મોહનવીર, સુફલ દીન આજનો. લલના. ૬

---

## श्री मंदिरस्वामिने विनंति विषे स्तवन.

[ " એક દિવસ રૂકિમણી હરી સાથે. "—એ દેશી. ]

શ્રી શ્રી મંદિર સાહેબ મોરા, હું દર્શન ચાહું પ્રભુ તોરાજી;
શિવપુર નગરીમાં દ્યો મુજ ડેરા, ફરી ન ફરૂં ભવ ફેરાજી. શ્રી. શ્રી. ૧
પુરવ મહાવીદેહ બીરાજે, જ્યાં સદા પ્રત્યે ચોથો આરોજી;
દિન પ્રત્યે દર્શન દેખે પ્રભુના, ધન્ય તેનો અવતારોજી. શ્રી. શ્રી. ૨
વાર અનંતી હું વીજયમાં ઉપન્યો, અનંત અરિહંતને દીઠાજી;
કેવળી આગળ રહી ગયો કોરો, તન મનસું લાગ્યા ન મીઠાજી. શ્રી. શ્રી. ૩
ભરતના જીવ તો ભારે કર્મી, દુઃખમ પંચમો આરોજી;
એને આદે પુન્ય પ્રગટયા હમારા, મેં પાળ્યો ધર્મ, તમારોજી. શ્રી. શ્રી. ૪

અંતરજામી તો અળગા બિરાજે, કેમ કરી આવું તુમ જોડેજી;
હઈડું અમારૂં અતિ ઘણું દાઝે, પણ કર્મ કેડો નહિ છોડેજી. શ્રી. શ્રી.૫
પ્રીત પ્રભુજી પ્યારી બહુ લાગે, મન મારૂં થાયે રળીયુંજી;
સુગંધ લેતાં જેમ હઈહું હરખે, જેમ ચંપેકી કળીયોજી. શ્રી. શ્રી. ૬
અવર દેવની મેં તો આખડી લીધી; ન જાણ્યા અંતરજામીજી;
કૃપા કરો હવે મોહોટા પ્રભુજી, ભ્રાન્તમિથ્યાત્વની ભાંગીજી. શ્રી. શ્રી. ૭
હું તો અહિં ને આપ તિહાં બીરાજો, વચમાં છે બેટજ ભારેજી;
એણે આરે કોઇ આવે ન જાવે, જો કરૂં ક્રોઠ ઉપાયજી. શ્રી. શ્રી. ૮
સંવત અઢારને વરસ છત્રીસમાં, જોધપુર ગામ ચોમાસજી;
પુજ્ય જેમલજી કેરે પશાયે, એહ કરી અરદાસજી. શ્રી. શ્રી. ૯

## श्री युगमंदीर स्वामिने विनंति विषे स्तवन.

કાયારે પામ્યો અતિ કૂડી, પાંખ વિના કેમ આવું ઉડી,
લબ્ધિ નહિ કોઈ એવી રૂડીરે, શ્રી યુગમંદીરને કહેજો;
દધિસુત વિનતડી સુંણજોરે, શ્રી યુગમંદીરને કહેજો. એ ટેક. ૧
તુમ સેવામાં સુર કોડી, તેહમાંથી આવે એક દોડી;
તો આશા ફલે પાતિક મોડીરે. શ્રી યુગ૦ ૨
દુઃખમ આરે ઇણે ભરતે, અતિશય જ્ઞાનિ નહિ વરતે;
કહિએ કહો કોણ સાંભળે તે રે. શ્રી યુગ૦ ૩
શ્રવણ સુખીયા તુમ નામે, નયણ દરિશણ નહિ પામે;
એહ છે ઝગડાને ઠામે રે. શ્રી યુગ૦ ૪
ચાર આંગુલને આંતરે રહેવું, શોક તણી પેરે દુઃખ સહેવું;
પ્રભુ વિના કોણ આગળ કહેવું રે. શ્રી યુગ૦ ૫
મોટા મેળ કરી આપે, બેહુને સમતોલ કરી થાપે;
તો સજ્જન જસ જગમાં વ્યાપે રે. શ્રી યુગ૦ ૬
બેહુનો જો એક મત થાવે, તો કેવળજ્ઞાન યુગલ પાવે;
એમ સઘળી વાતો બની આવે રે. શ્રી યુગ૦ ૭

ગજ લંચ્છન ગજગતિ ગામી. વિચરે વિપ્રા વિજયે સ્વામિ;
નગરી વિજ્યા ગુણધામી રે. શ્રી યુગ૦ ૮
માતાસુતારાએ જાયો, સુદ્રઢ નરપતિ કુલે આયો;
પંડિત ચંદ્ર મુનિએ ગુણ ગાયો રે. શ્રી યુગ૦ ૯

## શ્રી ગૌતમ સ્વામી–इंद्रभुतिजीनो रास.

[ સીદ્ધ ચક્રજીને પુજોરે ભવિકા.—એ દેશી. ]

પ્રણમું શ્રી વૃધમાન સુહંકર, સતગુરૂ શીષ નમાઉં,
જેષ્ટ શિષ્ય શ્રી ગૌતમ સ્વામી, શુદ્ધ ભાવે ગુણ ગાઉરે;
ભવિકા ગૌતમ ગણધર વંદો, ભવભવ દુખ નિકંદોરે. ભ૦ ગૌ૦ ૧
ગોબર ગામ આરામ મનોહર, વસુભુતિ વીપ્ર જાણો;
તસ ઘર પૃથવી નારી સુલક્ષણ, શીખ ગુણે મૃદુવાણોરે. ભ૦ ગૌ૦ ૨
એક દીન સુખ સેજ્યામાં સુતિ, ઇંદ્રિભુવન ઝલકંતો;
દીઠો સ્પમ હરખ અતિ પામી, કંથસુ કહ્યો વીરંતતોરે. ભ૦ ગૌ૦ ૩
સવાનવ માસ પુરણ થયા જનમ્યા, દાન માન બહુ કીનો;
ઇંદ્રિભુવન દેખ્યો તિણ કારણ, ઇંદ્રિભુતિ નામ દીનોરે. ભ૦ ગૌ૦ ૪
રૂપ અનુપમ કનકસી કાયા, ઝલક ઝલક તન દમકે;
પંચધાવે કરી વધ્યા દીન દીનસો, દુશ્મન દેખીને ચમકે. ભ૦ ગૌ૦ ૫
ચાર વેદ ૭ શાસ્ત્ર સો ભણીયા, અરથ તરક વિધિ સારી;
ચઉદે વિદ્યા નિધાનસો પંડિત, વીસ્તરી મહીમા સૌ ભારીરે. ભ૦ ગૌ૦ ૬
મધ્ય પાપાપુર સોમલ બ્રાહ્મણ, યજ્ઞ કરણ સૌ બુલાયા;
અગ્નીભુતિ વાયુભુતિ સંગે, અતિ આડંબરે આયારે. ભ૦ ગૌ૦ ૭
વિદ્યાપાત્ર છાત્ર નરસંગે, એક એકને લારે;
પાંચ પાંચસે આયા વિચિક્ષણ, યજ્ઞ માંડયો તીણવારેરે. ભ૦ ગૌ૦ ૮
શ્રી મહાવીર અતિ ગુણોતમ, તપ કીયો દુક્કરકારી;
ઋજુવાલીકા નદી તીર છઠ તપસ્યા, ગોદુજ આસન કારારીરે.ભ૦ ગૌ૦ ૯

વઇશાક શુદ દશમી દીન જાણો, ધ્યાન શુકલ મન ધ્યાયો;
પરમ નરમપણે કરમ ભરમકુ, ટાળી કેવળપદ પાયારે. ભ૦ ગૌ૦ ૧૦
મધ્ય પાપાપુરી બાહીર પધાર્યા, કેવળ મહોત્સવ કાજે;
ઇંદ્ર ચોસઠ મીલ આયા ઉમંગશું,ત્રીગડાતણી વિધિ સાજેરે.ભ૦ ગૌ૦ ૧૧
તીણુ અવસર ચાર મતી ના આવે, દેવ દેવી કેઇ ક્રોડી;
અમર વીમાનશું અંબર છાયો, શેવા કરે કર જોડીરે. ભ૦ ગૌ૦ ૧૨
યજ્ઞ ઉપર થઇ દેવતા જાવે, ઇંદ્રભુતિ તબ બોલે;
યજ્ઞ લગે આવી કીહાં જાવે, કીણે પાડયા સુર ભોલેરે. ભ૦ ગૌ૦ ૧૩
એટલે કોઇ કહે પુર બાહરે, આયાછે દીનદયાળા;
ત્રીસલાનંદન જીણુંદ દીવાકર, ખટકાયા પ્રતિપાલરે. ભ૦ ગૌ૦ ૧૪
તેહના દરશન કાજે અસુરસુર, આયાછે ઈહાં ચલાઇ;
ઇંદ્રભુતિ ઇમ સુણી જનવાણી, આણે મન અકડાઇરે. ભ૦ ગૌ૦ ૧૫
મુજશું અધીક કવણુ જગમાંહી, વિદ્યા ગુણુ બલ ધારી;
ઇંદ્રજાલશું સુર વશ કીધા, આડંબર રચ્યો ભારીરે. ભ૦ ગૌ૦ ૧૬
મુજ આગળ સો કદી નહિ ઠેરે, ઇમ સોચી તીણવારે;
બેઠા પાલખી મન ધરીને, પાંચસે છાત્ર પરીવારેરે. ભ૦ ગૌ૦ ૧૭
સમોસરણુ તણી દેખી રચના, મનમાંહી તોમ વિચારે;
એસકલાઇ નહિ મુજમાંહી, વશ કીમ આવશે મહારે. ભ૦ ગૌ૦ ૧૮
પાછો ફરૂં તો નીંદા થાવે, પગ પગ સોચે ઘણેરા;
દેખ્યા શ્રી જીનરાજ નયણુશું, વીસ્મય થયા બહુ તેરારે. ભ૦ ગૌ૦ ૧૯
હરિહર બ્રહ્મા નહિ રવિ ઇંદર, દીસે પ્રતાપ સવાયો;
ઇણુશું વિવાદ કરી નહિ જીતું, નાહક મેં ચલ આયોરે. ભ૦ ગૌ૦ ૨૦
સાહમા ઉભા અણુબોલ્યા તબ, શ્રી જગદીશ ઉચ્ચારે;
ઇંદ્રભુતી સુખે આયા ચલાઇ, તબ મનમે સો વિચારેરે. ભ૦ ગૌ૦ ૨૧
દીનકરને સબ જાણે જગતમેં, તિમ મુજ નામ એ જાણે;
પણુ જો મુજ મન શંકા જો નીવારે,તો સવી ભાવ પીછાણેરે. ભ૦ ગૌ૦ ૨૨
પરમેશ્વર કહે તુજ ચિત શંકા, વેદમે તીન દકારો;
દયા દાન દમણો ઇંદ્રી મન, તત્વ શુભ એ વિચારોરે. ભ૦ ગૌ૦ ૨૩

જીવ છે નિશ્ચે એ ત્રીહુ પદસે, વેદ શાક્ષી પણ ન્યાયે;
ઇમ સુણી પંચસયા પરીવારે, સંજમકો પદ ઠાવેરે. ભ૦ ગૌ૦ ૨૪
અગ્નિભુતિ વાયુભુતિ પણ આયા, સંજમ લીયો ત્રીહુભાઈ;
ત્રીપદીજ્ઞાન લબ્ધી થઇ પ્રકટ, ગણધર પદવી પાઇરે. ભ૦ ગૌ૦ ૨૫
છઠ છઠ તપ નીરંતર કરણી, વર્ણવી સૂત્ર મોઝારો;
ચારે જ્ઞાન ચઉદે પુરવધર, ઉકડું આસણ ધારોરે. ભ૦ ગૌ૦ ૨૬
રાત દીવસ પ્રભુ સેવના કીધી, પુછયા પ્રશ્ન અપારો;
ચર્ચાવાદ વિષે અતિ કરડા, કીનો અતિ ઉપગારોરે. ભ૦ ગૌ૦ ૨૭
એક દીવસ શ્રી ગોયમ સોચે, પ્રથમ મેં દીક્ષા ધારી;
મુજને કેવળજ્ઞાન ન ઉપનો, થઇ ચિંતાતુર ભારીરે. ભ૦ ગૌ૦ ૨૮
વીરપ્રભુ કહે ગોયમસેંતિ, આગે આપણ રહ્યા ભેળા;
લહુડ વડાઈકી રીત જ હોતી, ઈહાં પણ થયા તુમ ચેલારે. ભ૦ ગૌ૦ ૨૯
અબ ઈણ ભવકે આંતરે આપણ, થાસ્યાં બરોબર દોઇ;
મોહની કીલ્લો જીત લેવોથેં, કમી રહે નહિ કોઇરે. ભ૦ ગૌ૦ ૩૦
એમ સુણી હીય હર્ષ ઘણેરો, ઇંદ્રભુતિ મન આયો;
ધન ધન અંતરજામી દયાનિધિ, મુજપર પ્રેમ સવાયોરે. ભ૦ ગૌ૦ ૩૧
લબ્ધી નીધો શ્રી ગૌતમ સ્વામી, ગૃહવાસે રહ્યા પચાસો;
ત્રીશ વરશ છદ્મસ્થપણામાં, પ્રભુ સેવ્યા ઉલ્લાસોજી. ભ૦ ગૌ૦ ૩૨
કાર્તક વદ અમાવાસ્યાની રાત્રે, શ્રીજીન મુક્તિ સીધાયા;
ગૌતમ સ્વામીને કેવળ ઉપનો, ઈંદ્ર મોછવ ભણી આયારે. ભ૦ ગૌ૦ ૩૩
બારા વરસ કેવળ પદમાંહી, શ્રીજીન ધર્મ દીપાયો;
હોઈ અજોગી મુક્તિ સીધાયા, પરમ મંગળ પદ પાયોરે. ભ૦ ગૌ૦ ૩૪
બાણું વરસકો સર્વ આઉખો, જગમેં કીર્તી સવાઇ;
ગૌતમ નામથી રોગ ન વ્યાપે, સોગ ન આવે કદાઈરે. ભ૦ ગૌ૦ ૩૫
વધ બંધન ઉચાટણ કામણ, જંત્ર મંત્ર નહિ ચાલે;
અરિ કરિ હરિ ભય ભાગે નામથી, દુશ્મનકો ગર્વ ગાળેરે. ભ૦ ગૌ૦ ૩૬
ગૌતમ નામસે વીઘન વીનાસે, ચોર ચંડ નહિ ગંજે;
ગૌતમ નામસું તાવ તેજારી, દુઃખ બીમારી સો ભંજેરે. ભ૦ ગૌ૦ ૩૭

ગૌતમ નામસું હ્રી શ્રી સંપત્તિ, રિદ્ધ સિદ્ધ બહુ આવે;
પુત્ર પરીવાર સજ્જન સુખશાતા, જો સમરે શુદ્ધ ભાવેરે; ભ૦ ગૌ૦ ૩૮
ગગ્ગા ગો કામધેનુ સુખદાઈ, તત્તા સુરતરૂ જાણો;
મમ્મા મણી ચીંતામણી સેંતી, ગૌતમ નામ વખાણોરે. ભ૦ ગૌ૦ ૩૯
ઓગણીસેં આડત્રીસ માગશર શુદકી, પંચમી તિથિ રવીવારો;
ત્રીલો કરી ખજી કહે ગૌતમ પ્રભુને, હોજો સદા નમસ્કારોરે. ભ૦ ગૌ૦ ૪૦

---

# સમોસરણનું સ્તવન.

---

("હાંરે હું તો ભરવા ગઇતી, જળ જમનાને તીર જો"—એ દેશી.)

હાંરે મારે ઠામ ધરમના, સાડા પચવીસ દેશ જો
દીપેરે તિહાં દેશ મગધ, સહુમાં શીરેરે લોલ. ૧
હાંરે મારે નગરી તેમાં, રાજગ્રહી સુવિશેષ જો;
રાજેરે તિહાં શ્રેણીક, ગાજે ગજ પેરેરે લોલ. ૨
હાંરે મારા ગામ નગર પુર, પાવન કરતા નાથ જો;
વિચરતા તિહાં આવી, વીર સમોસર્યારે લોલ. ૩
હાંરે મારે ચૌદ સહસ્ત્ર, મુનીવરનો સાથે સાથ જો;
સુધારે તપ સંયમ શીયળ, પાળતારે લોલ. ૪
હાંરે મારે ફુલ્યા રસભર, ફુલ્યા આમ કદમ જો;
જાણુંરે ગુણશીલ વન, હસીમાંચીએરે લોલ. ૫
હાંરે મારે વાયા વાયા સુવાયા, અવિલંબ ત્યાંજ જો;
વાસેરે પરિમલ ચિહું, પાસે સંચિઓરે લોલ. ૬
હાંરે મારે દેવ ચતુર્વિધ, આવે કોડા કોડ જો;
તિગડોરે મણિ હેમ, રજતનો રચેરે લોલ. ૭
હાંરે મારે ચોસઠ સુરપતિ, શેવે હોડા હોડ જો;
આગેરે રસ લાગે, ઈંદ્રાણી નમેરે લોલ. ૮
હાંરે મારે મણિમય હેમ, સિંહાસન બેઠા આપ જો;
ઢાળેરે સુર ચામર, મણિરત્ને જડયારે લોલ. ૯

હાંરે મારે સુણતાં દુંદુભિ, નાદ ટળે સવિ તાપ જો;
વરસેરે સુર ફુલ સરસ, જાનુ અઠ્યાંરે લોલ. ૧૦
હાંરે મારે તાજે તેજે, ગાજે ઘન જેમ લુંબ જો;
રાજેરે જિનરાજ સમાજે, ધર્મનેરે લોલ. ૧૧
હાંરે મારે નિરખી હરખી, આવે જન મન લુંબ જો;
પોષેરે રસ ન પડે ઘોષે, ભર્મમાંરે લોલ. ૧૨
હાંરે મારે આગમ જાની, જિનનો શ્રેણિક રાય જો;
આવ્યોરે પરિવરિયો, હયગયરથ પાયગેરે લોલ. ૧૩
હાંરે મારે દઈ પ્રદક્ષિણા, રવી બેઠો ઠામ જો;
સુણવારે જિનવાણી, મોટે ભાવગેરે લોલ. ૧૪
હાંરે મારે ત્રિભુવન નાયક, લાયક તવ ભગવંત જો;
આણીરે જન કરૂણાં, ધર્મ કથા કહેરે લોલ- ૧૫
હાંરે મારે વેર વિરોધ. વિસારી જગના જંત જો;
સુણવારે જિનવાણી, મનમાં ગહગહેરે લોલ. ૧૬

---

# अथ श्री अजोग पच्चिशी.

---

( " થેં ઘરેંણા કઠાંસુ લાવીયાં "—એ રાગ. )

ત્રીજે અંગમે ઠાણે તિસરે, અર્થ મેં એટલો લેશ મુનીવર૦
વળી વેદ કલ્પમાં વરજીયો, અરીહંતે દિયો ઉપદેશ, મુનીવર૦
દિક્ષા મ દેજો અયોગ્યને. એ ટેક.
ઠાવકિયા વિણ ઠીક મુનીવર, પાછે હિ પસ્તાવશો,તિનમાં ન
મિન ને મેષ મુનિવર, દિક્ષા મ દેજો અયોગ્યને. ૧
અતિબુઢ્ઢો ને વિદ્યા નહિ, વળી નિર્બલ નાનો બાળ; મુ૦
નપુસક ને રોગીયો, ચોર વળી ચંડાલ. મુ૦ દિ૦ ૨
કોઇ રાજાનો અપરાધીયો, ગેરી જારી ગુલામ; મુ૦
અંધો ને વળી ઉનમતિ, કુષ્ટી દુષ્ટી પરીણામ. મુ૦ દિ૦ ૩
મોલ લિયો ન દેવાળીઓ, હિણો હોયે કુળ જાત; મુ૦

સુગાવણો ને શુદ્ધ બહેરો, ડરપે દિન ને રાત. મુ૦ હિ૦ ૪
ચુપ વિના હસવો કરે, વળી ગર્ભવંતી નાર, મુ૦
ફીણુરો ચુકચો છોકરો, તે પણ તજવો નિરધાર. મુ૦ હિ૦ ૫
કાન નાક બુચા હોય, ચક્ષુહિણો મુંગો મુખ; મુ૦
હોય ઘણાં દોષ તે માંહિ, નામહિણો બાંગો જુંગો. મુ૦ હિ૦ ૬
હોય બુદ્ધિહિણો વળી, અપચ્છદો અવીનિત; મુ૦
કપટી લંપટ કદાગૃહી, તીણુરી પૂરી ન પરતિત. મુ૦ હિ૦ ૭
ક્રોધી અને કલેશીયો, લોલપી રસને કાજ; મુ૦
ચપળ બોલો વાંકા વેણુનો, નહિ નેનમેં લાજ. મુ૦ હિ૦ ૮
સંયમમાં સમજે નહિ, નહિ સુમત ગુપતરી ઠીક; મુ૦
શુન્ય ચિત્ત સમજે નહિ, દીધી ન લાગે શીખ. મુ૦ હિ૦ ૯
પહેલાથી કિજે પારખો, જનસેં લીજે જોય; મુ૦
અધીરા ને ઉતાવળા, કદી ન હોશો કોય. મુ૦ હિ૦૧૦
મૂરખ ને મુંડજો મતિ, જઠ મુંડ ને જડ ડંક; મુ૦
સુલટો કહ્યે ઉલટો પડે, વળી નાગો ભુંગો ને ભૂરંગ. મુ૦ હિ૦૧૧
ગદ્ધા કુટયો ઘોડો હોય નહિ, જો કિજે લાખ પ્રકાર; મુ૦
રાશભશું ચાલે નહિ, કબહી હાથીનો ભાર. મુ૦ હિ૦૧૨
કાળીયો ને કુમાણુસો, કદી દુજો ન લાગે રંગ; મુ૦
કાગ ન હોએ ઉજળો, જઈ નહાવે કદી ગંગ. મુ૦ હિ૦૧૩
લોક સહુ ક્રોધી કહે, વળી વરજવો તેહ; મુ૦
લેતા ને વળી છોડતા, દોનું વાતે દુઃખ. મુ૦ હિ૦૧૪
છોડયા પછિ છિદ્ર તાકસે, શંકા ન રહી મન્ન; મુ૦
તીણુશું વલી કિજે પારખો, શીખ કિજે સુવિનિત. મુ૦ હિ૦૧૫
વિકલને ભેળા કીયા, પછી લજાવે ભેખ; મુ૦
અવગુણુ તીણુશું ઉપજે, રાખજો વિવેક વિશેષ. મુ૦ હિ૦૧૬
કોઇ ભક્ત સન્યાસી જોગી જતી, વળી કાળ દુઃકાળ ભેખધારી; મુ૦
એ ત્રણુને તરત ન મુંડજો, પરખો માસ બે ચાર. મુ૦ હિ૦૧૭
કોઇ અજાણ્યો આવીયો, તીણુરી ઠીક ન કાંય; મુ૦

તિણુરો ભરૂસો મતિ રાખજો, જેમ જતના પોતાની થાય. મુ૦ હિ૦૧૮
જેસા તેસાને મુંડીને, પુરી ચેલારી ચ્હાય; મુ૦
ગળીયા ગદ્ધા સારીખો, અવગુણ કાઢીને જાય. મુ૦ હિ૦૧૯
ગુરૂવાદિક વર વળી, તીણમે નહિ ભલીવાર; મુ૦
અધીક બોલો અટકળી, ચતુર લેજો ચિત્ત વિચાર. મુ૦ હિ૦૨૦
એવા ગુરૂ પામી ભાખીયો, થોડામે ઘણો સમાસ; મુ૦
દીક્ષા દેજો દેખીને, મનમાં શોચ વિમાસ. મુ૦ હિ૦૨૧
મહિમા હોય જેમ ધર્મનો, થાય વળી સઘળી સૌભાગ્ય; મુ૦
ચેન ચિત્ત પાવે આપણો, લોકોને વધે વૈરાગ્ય. મુ૦ હિ૦૨૨
દિક્ષા પચ્ચીશીએ પરખજો, રૂષી રાયચંદજી કહે વિમાસ; મુ૦
સંવત અઢાર છત્રિશમેં, નાગોર શહેર ચોમાસ. મુ૦ હિ૦૨૩
પહેલી શીખ પોતા ભણી, વળી બાંધજો પહેલેથી પાળ; મુ૦
પુજ્ય જેમલજી પ્રસાદથી, જુગતશું જોડી ઢાળ. મુ૦ હિ૦૨૪

# સાધુને શીખામણ વિષે.

( " વિંછીયાની " દેશી. )

જીસ્વામી ઘર છોડીને નિકળ્યા, થેં લીધો સંજમ ભાર,
જીસ્વામી પાંચે મહાવૃત પાળજો, મત લોપો ગુરૂની કાર;
જીસ્વામી અરજ સુણો શ્રાવક તણી. ( એ આંકણી. ) ૧
જીસ્વામી ઇરીયા ભાષા એષણા, થેં બોલજો બોલ વિચાર;
જીસ્વામી બાવીશ પરીશા જીતણા, ચારીત્ર ખાંડાની ધાર. જી૦અ૦ ૨
જીસ્વામી આધાકરમી લેણો નહિ, જો હોયે લાખ પ્રકાર;
જીસ્વામી અશુજતો દેખી કરી, થેં ફરી જજો તત્કાળ. જી૦અ૦૩
જીસ્વામી દોષ ટાળી કરજો ગોચરી, ગુરૂને લેજો પૂચ્છ;
જીસ્વામી નિત્યપ્રત્યે લેણો નહિ, જો પહોંચવા ચાહો મોક્ષ. જી૦અ૦ ૪
જીસ્વામી વિચરજો મુનિવર દોય ભલા, શેખા કાળે આરજા ત્રણ;
જીસ્વામી વધુ રહે તો આગના, ઘટતાનો નહિ કોઈ કામ. જી૦અ૦ ૫

જીસ્વામી દેખી પૂછીને દિક્ષા દેજો, થેં લેજો ઉત્તમ પિચાર;
જીસ્વામી આરજા ઘણી મત મુંડજો, ટોળાકોબગાડે તોલ. જી૦અ૦૬
જીસ્વામી ધોણુ પાણી કે કારણે, ચેલાશું કહો મુનીરાજ;
જીસ્વામી ગોચરીકો આળસ મતિકરો, એ તો વડેરાકો કામ. જી૦અ૦૭
જીસ્વામી કોઈ કરશે થાને વંદણા, બહુ નિચો શીષ નમાય;
જીસ્વામી કોઈ દેશે થાંને ગાલીયા, થેં મત હોજ્યો દિલગીર. જી૦અ૦૮
જીસ્વામી કોઇ વહોરાવે થાને લાડવા, થાને કોઈ વ્હોરાવે ખીર;
જીસ્વામી કોઇ વહોરાવે સૂકા ટુકડા, થેં મત હોજો દીલગીર. જી૦અ૦૯
જીસ્વામી ગૃહસ્થી કે ઘેર જાયકે, કથા અથવા મત કરો વખાણ;
જીસ્વામી ત્યાગ કરે તો કરાવજો, બિજાકો નહિ કાંઈ કામ. જી૦અ૦૧૦
જીસ્વામી એક મહિનામાં દોય નદી, વિર ભાંખ ગયા મુખ આપ;
જીસ્વામી તેમાં બે આલોયણ લેજો, ઉતર જાય થાંકો પાપ. જી૦અ૦૧૧
જીસ્વામી શેખાકાલે માસ રહેજો, ચાર માસ રહો ચોમાસ;
જીસ્વામી વિનાકારણ પડી રહેવોનહિ, જેથીસરશેઆતમકાજ. જી૦અ૦૧૨
જીસ્વામી માસખમણ કે પારણે, કાંઇ ઝીણો વરસે મેહ;
જીસ્વામી ગૌચરી મતી ઉઠજો, તેમાં નહિ મીન ને મેષ. જી૦અ૦૧૩
જીસ્વામી શક્તિ હોય તો તપસ્યા કરો, નહિતર કરજો વિગયનો ત્યાગ,
જીસ્વામી નિત્ય પ્રત્યે ભોગવવી નહિ, જોં રાખવા ચાહો શીયળ. જી૦અ૦૧૪
જીસ્વામી વ્હોરણ વેળા ઝુરશો, દેખશો નારીનાં રૂપ;
જીસ્વામી સાધુપણાને છેદશો, થેં નારી સામું મતી જોય. જી૦અ૦૧૫
જીસ્વામી આવણ જાવણ કહેવો નહિ, થેં દેજો ધરમ ઉપદેશ;
જીસ્વામી નિરવદ્ય ભાષા બોલજો, જેમ ન લાગે થાંને પાપ. જી૦અ૦૧૬
જીસ્વામી આપચ્છંદે ચલણો નહિ, જો ટોળામાં રહેણો ચ્હાયજી;
જીસ્વામી તિન પછેડી તિન પાતરા, વીર ભાંખ ગયા મુખઆપ. જી૦અ૦૧૭
જીસ્વામી પરમાદ તો કરણો નહિ, થેં ભણજો ગણજો ચિત્તલાય;
જીસ્વામી નિંદા કોઇકી મત કરો, સંસારકો હોજાશે અંત. જી૦અ૦૧૮
જીસ્વામી આરજાશું પરચો ઘણો, ઘણું આવણ જાવણ કો નહિ કામ;
જીસ્વામી લેણો દેણો ને સદાપટો, સાધુને બરજે ના કોઇ. જી૦અ૦૧૯

જીસ્વામી દાતારશુ મીઠા બોલો, કરપણુશું જોડો નહિ મન્ન;
જીસ્વામી એ મારગ નહિ સાધુકો, ચારીત્રમાં પડશે ભંગ. જી૦અ૦૨૦
જીસ્વામી રંગાચંગા રહેણો નહિ, નહિ કરણો દેહી શણગાર;
જીસ્વામી મેલ ઉતારો શરીરકો, એ તો સાધુને લાગે જંજાળ. જી૦અ૦૨૧
જીસ્વામી સંથારો કરજો દેખીને, થેં તપસ્યા કરજો વિચાર;
જીસ્વામી નિકર પછી થેં ડગી જાશો, થાંને હસશે નર ને નાર. જી૦અ૦૨૨
જીસ્વામી ગૃહસ્થકે ઘર બેસણો નહિ, કોઈ વિના કારણ નહિ સાથ;
જીસ્વામી ખુશામત તો કરણી નહિ, નીકર નવાં કરમ બંધાય. જી૦અ૦૨૩
જીસ્વામી નારી આવે એકલી, પદ આંક શીખવા કાજ;
જીસ્વામી વેળા આવે કુવેળારાતકી, થેં મતશીખાવો મુનીરાજ. જી૦અ૦૨૪
જીસ્વામી કપડા ઓઢો ઉજળાં, થેં તો ભારે મુલા ચિત્ત લાય;
જીસ્વામી સાધુ ઘણાં શણગારીયા, પછે લોકોમાં નિંદા થાય. જી૦અ૦૨૫
જીસ્વામી ચોમાસું કરજો દેખને, થેં થાનક લેજો વિચાર;
જીસ્વામી જીહાં રહે પરૂષ એક નારી, ત્યાંસાધુને કલપે ન કોય. જી૦અ૦૨૬
જીસ્વામી ખાઇ પીઈને સુઇ રેહેણો, બેઠા પડિકમણું થાય;
જીસ્વામી વસ્ત્ર પાત્ર રાખો ઘણાં, થેં પાસથ્થા કહેવાય. જી૦અ૦૨૭
જીસ્વામી જુઠું બોલીને લટજાવો, દૂજો વરત દીયો ખોય;
જીસ્વામી એ તો લક્ષણ નહિ સાધુંકા, એતો ભેખધારીકા કામ. જી૦અ૦૨૮
જીસ્વામી મંત્ર જંત્ર કરણો નહિ, નહિ કરણી સ્વપ્નાકી વાત;
જીસ્વામી જોતક નિમિત્ત ભાંખણોનહિ, છદમસ્થપોતેછોઆપ. જી૦અ૦૨૯
જીસ્વામી ઉચે દોરે મુહપત્તિ, પલેવણકો નહિ ઠીક;
જીસ્વામી દોય ટંક કરો ગોચરી, થેં પડજાયો જીભાકે સ્વાદ. જી૦અ૦૩૦
જીસ્વામી નોતર જાવે પ્રાહુણા, ત્યાં સાધુ બોલાયો જાય;
જીસ્વામી દોષ લાગે છે એ આપને, શાતાકો નહિ કોઈ કામ. જી૦અ૦૩૧
જીસ્વામી દુઃખમ આરોછે પાંચમો, એ તો અવગુણ ગારા લોક;
જીસ્વામી થેં શુદ્ધ મારગે ચાલજો, નહિંતર કરેગાથાંનેફજેત. જી૦અ૦૩૨
જીસ્વામી દોય ચોમાસારે આંતરે, સુખે કરજો ચોમાસો આપ;
જીસ્વામી શેખાકાળે તુમે આવજો, મત કાઢો ચોમાસાની વાત. જી૦અ૦૩૩

જીસ્વામી ઠાણુંગ સૂત્રમાં ચાલીયા, શ્રાવક ચાર પ્રકાર;
જીસ્વામી ભલી બુદ્ધિએ થાંને શીખ દેવે, થેં માની લેજો મુનીરાજ.જી૦૩૪
જીસ્વામી થેં હૈયાકેરા હાર છો, છોટી વડી મોતીયાંકી માળ;
જીસ્વામી તીરથ ચારૂ થાપીયા, જાને જોડે નમાવું શીશ. જી૦અ૦૩૫
જીસ્વામી દશવિકાલિક આચારાંગમેં, ફીર ઓર સૂત્રકી શાખ;
જીસ્વામી જીન આજ્ઞાયે તુમે ચાલજો, હોઇ જાશે ખેવો પાર. જી૦અ૦૩૬
જીસ્વામી થોડીને ઘણી જાણજો, મુનિ છો ગુણના ભંડાર;
જીસ્વામી મુજ ચાકર ઉપર કૃપા કરો,મોક્ષમાં લેજો મોય લાર.જી૦અ૦૩૭
જીસ્વામી સૂત્ર સિદ્ધાન્ત દેખ્યો નહિ, મેં તો હૈયાશું કિયો ઉઠાયજી;
જીસ્વામી અધીકો ઓછો કિયો હોય તો,મિચ્છામી દુક્કડ મોય.જી૦અ૦૩૮
જીસ્વામી સાધુમાં ગુણ તો છે ઘણાં, મેં પુરા કહ્યાં ન જાય;
જીસ્વામી સાચાને મન ભાવશે, ઢીલાને નહિ લાગે દાય. જી૦અ૦ ૩૯
જીસ્વામી સંવત અઢાર છત્રીસમેં, એ તો દક્ષીણ ધરા મોઝાર;
જીસ્વામી જોડી મોતીચંદે જુગતીશું,સાંભળજો તુમે નર નાર. જી૦અ૦૪૦

---

# શ્રાવકની કરણી વિષે.

( ચોપાઇ. )

શ્રાવક તું ઉઠજે પ્રભાત, ચાર ઘડી લે પાછલી રાત;
મનમાં સમરો શ્રી નવકાર, જેમ પામો ભવસાગર પાર. ૧
કવણ દેવ કવણ ગુરૂ ધર્મ, કવણ હમારે છે કુળ કર્મ;
કવણ હમારે છે વ્યવસાય, એવું ચિંતવજો મનમાંય. ૨
સામાયક લેઇ મન શુદ્ધ, ધર્મતણી હૈયે રાખો બુદ્ધ;
પડિકમણું કરજો રયણીતણું, પાતીક આલોવજો આપણું. ૩
કાયા શક્તિએ કરો પચ્ચખાણ, શુધ્ધે પાળો જીનવર આણ;
ભણજે ગણજે સ્તવન સઝાય, જીણહુતીનીસ્તારો થાય. ૪

ચિતારો નિત ચૌદે નીયમ, પાળો જીવદયા ત્યાં શીમ;
પરભાતે ઉઠી ચોવીસંથો કરે, અનંત ચોવીશી ધ્યાનજ ધરે. ૫

ઉપાસરે ગુરૂ વંદન જાય, સુણજે વખાણ સદા ચિત્ત લાય;
નિર્દોષ સુજતો આહાર, સાધુને દેજો સુવિચાર. ૬

સ્વામીવત્સલ કરજે ઘણાં, મ્હોટા સગપણ સ્વામીતણાં;
દુઃખીયા હીણા અંધા દેખ, કરજે તાસ દયા સુવિશેષ. ૭
ઘર સારૂં તું દીજે દાન, મોટાંશું કરો માં અભીમાન;
ગુરૂને મુખ લઇ આખડી, ધરમ મ મેલીશ એકે ઘડી. ૮

અનંતકાય કહી બત્રીશ, અભક્ષ બાવીશે વિશવાવીશ;
એ ભક્ષણ નવિ કીજે કીમ, કાચા કુણા ફળ મત જીમ. ૯
વારૂ શું કીજે વ્યાપાર, ઓછા અધિકાનો પરીહાર;
મ ભરીશ કેહની કુડી શાખ, કુડા મુખથી કથન ન ભાંખ. ૧૦
રાત્રીભોજનનો બહુ દોષ, જાણીને કરજે સંતોષ;
સાંજી સાબુ લોહ ને ગળી, ધાવડીયા માં વેચો વળી. ૧૧

વળી માં કરાવીશ રંગ ને પાસ, દોષ ઘણાં કહ્યાં છે તાસ;
પાણી ગળજે બે બે વાર, અણગળ પીતાં દોષ અપાર. ૧૨
જીવાણીનાં કરજો જતન, પાતક છાંડી કરજ્યો પુન્ય;
છાંણા ઈંધણ ચુલો જોઈ, વાવરજે જેમ પાપ ન હોય. ૧૩
ઘૃતનીપેરે વાપરજે નીર, અણગળ નીરે મ ધોજે ચીર;
બારે વ્રત સુધા પાળજે, અતિચાર સઘળા ટાળજે. ૧૪

કહીયે પંદર કર્માદાન, પાપતણી પરહરજો ખાણ;
શીષ મળે જો અનર્થ દંડ, મીથ્યા મેલમાં મ ધોજો પીંડ. ૧૫
સમકીત શુદ્ધ હૈયે રાખજે, બોલ વિચારીને ભાંખજે;
ઉત્તમ ઠામે ખરચો વિત્ત, પર ઉપગાર ધરો શુભ ચિત્ત. ૧૬

તેલ તક્ર ઘૃત દૂધ ને દહીં, ઉઘાડા મત મેલો સહી;
પાંચે તિથિ મ કરો આરંભ, પાળો શીયળ તજો મન દંભ. ૧૭

દીવસ ચરીમ કરજે ચોવીહાર, ચારે આહાર તણો પરીહાર;
ચાર શરણા કરી દ્રઢ સુજે, સાગારી અણસણ લીજે. ૧૮

શ્રાવકની કરણી છે એહ, એહથી લહીએ ભવજળ છેહ;
આઠે કર્મ કરી પાતળાં, પાપતણાં છુટે આમળા. ૧૯
વારૂ લહીએ અમર વિમાન, અનુક્રમે લહીએ શીવપુર ઠામ;
કહે જીન હરખ શીખામણ એહ, ઉત્તમ જીવ પાળો ધરી નેહ. ૨૦

## પ્રવચનની પ્રભાવના વિષે

( " તીરથની આશાતના નવ કરીએ "—એ રાગ. )

પ્રવચનની પ્રભાવના નિત્ય કરીયે, હાંરે નિત્ય કરીએ હાંરે નિત્ય કરીયે;
પ્રવચનની પ્રભાવના નિત્ય કરીયે. ( એ ટેક. )
હાંરે મન નિશ્ચલ એવો ધરીયે, હાંરે જેથી શુભ ગુણ સ્થાને ચડીયે;
હાંરે એ છે તારણીઝહાજ. પ્ર૦ ૧
પ્રવચનની પ્રભાવના હિતકારી, હાંરે કોઇ પાર પામ્યા નરનારી;
હાંરે શું જીને ગાયો છે વિસ્તારી, હાંરે જેનો જન્મ પ્રમાણ. પ્ર૦ ૨
થાવર્ચ્ચા પૂત્ર પરીવારશું રિદ્ધી ભારી, હાંરે હુવા સંજમ લેવા તૈયારી;
હાંરે આવ્યા કૃષ્ણ કરી અશ્વારી, હાંરે લિયો ગોદ બિછાય. પ્ર૦ ૩
મસ્તક ચુંબિ પૂછીયો મન જોયું, હાંરે જેનું નેત્ર ચરણ ચિત્ત મોહ્યું;
હાંરે જેણે જન્મ મરણ દુઃખ ખોયું, હાંરે જેની પૂરી છે આશ. પ્ર૦ ૪
પડો વગાડાવ્યો સહસનેશુંઢાડી, હાંરે નીજ સૈન્ય સકલ શણગારી;
હાંરે મ્હોટો મહોત્સવ કીધો મોરારી, હાંરે સોપ્યાં છે પ્રભુ હાથ. પ્ર૦ ૫
એમ જીનમત દીપાવતા ગુણ બાંધ્યો, હાંરે ધન્ય માનવનો ભવ લાધ્યો;
હાંરે જેણે તિર્થંકર ગોત્ર બાંધ્યો, હાંરે હોશે બારમો દેવ. પ્ર૦ ૬
શ્રી વીરને વારે જાણીએ મગધ દેશે, હાંરે જેનો પુન્ય પ્રભાવ વિશેષે;
હાંરે ગુણ સમુદ્ર ફળ્યો ઉપદેશે, હાંરે પ્રભુ ભક્ત નરેશ. પ્ર૦ ૭
ગોત્ર તિર્થંકર બાંધીયું હિતકારી, હાંરે હોશે પદ્મનાભ અવતારી;
હાંરે શ્રી શ્રી જૈન ધર્મ અંજવાળી, હાંરે લેશે શીવપુર વાસ. પ્ર૦ ૮
શ્રી ગુરૂદેવ પસાયથી ગુણ ગાયા, હાંરે જેના ચરણકમળ સુખદાયા;
હાંરે હુવા ઉલટ અંગ સવાયા, હાંરે પ્રણમે જીનદાસ. પ્ર૦ ૯

# एक ववानी सज्झाय.

( " પૂરવ દિશે હુઈ પાવાપુરી "—એ રાગ. )

બુદ્ધિ વિના ધરમ નહિં પાવે, બુદ્ધિ વિના સમકિત નહિ આવે;
બુદ્ધિ વિના મન રહે ટાંચુ, એક વવા વિના સરવે કાચુ, ૧
બુદ્ધિ થોડી ને બહુ ભરડે, વળી મોટાં તણાં તો વેણુજ મરડે;
બુદ્ધિ વિના સૂત્ર વાંચ્યું, એક વવા૦ ૨
કોઇ વાત કરે ઘરને ખુણે, ત્યાં ભુવો થઇને ચોરે ચૌવટે ધૂંણે;
વહિવંચાએ જેમ પોથુ વાંચ્યું, એક વવા૦ ૩
લોહ વાણીયો જેમ આપે ડાહ્યો, જેણે હીરો મેલીને લોઢો સાહ્યો;
વોરાએ જેમ નાડુ ખેંચ્યુ, એક વવા૦ ૪
ચારજણાં એકાંતે ગુંઝ કરે, તિહાં મુંઢ આવિ પ્રવેશ કરે;
વિવેક વિના ઘાલે ઠાચું, એક વવા૦ ૫
જાય વિદેશે વસ્તુ ખોવે, તેની ગમ નહિ મૂરખ કાંઇ લેવે;
પછી હાય હાય કરે ઉંચુ નીચું, એક વવા૦ ૬
ઉંઘતો હાલે ઉંઘતો ચાલે, ઉંઘતો મુખમાંહી કવલ ઘાલે;
ખારૂં મોળું ન જાણે ખાટું; એક વવા૦ ૭
બુદ્ધિ હોય તો માન પાવે, બુદ્ધિ હોય તો સમકિત પાવે;
બુદ્ધિ હોય તો સર્વ સાચું, એક વવા૦ ૮
બુદ્ધિ વિના માન નહી પાવે, બુદ્ધિ વિના સમકિત નહિ પાવે;
બુદ્ધિ વિના મમ રહે ટાંચુ, એક વવા૦ ૯
વિવેક વિના બડબડ બોલે, આપણાં પરીયાની ગુઝ ખોલે;
વિવેક વિના ઘાલે ઘાંચુ, એક વવા૦ ૧૦
બુદ્ધિ વિના સામાયક ભણે, વળી ઉંઘતો ઉંઘતો વખાણ સુણે;
સમજે નહિ તે કહે સાચું, એક વવા૦ ૧૧
મુખે હસે ને વાતું કરે, વળી મારગ મુકી કુવાટે ઠરે;
આઘો જઈને જુવે પાછું, એક વવા૦ ૧૨

દેશ કરે રાજ કુટુંબ જથા, તિહાં મુરખ શેઠની ચાલી કથા;
શેઠ સુતે કાગળીયું વાંચ્યુ, એક વવા૦ ૧૩
ચતુર સુણી ઉલ્લાસ હોંસે, વળી મૂરખ નરને તો ખેદ થાશે;
રીશમ કરજો કહુ સાચું, એક વવા૦ ૧૪
સંવત અઢાર ઓગણીસો, તેજ શીખ ગણીને ગાંઠે બાંધો;
રૂષીતણાં હું ગુણે રાચું, એક વવા૦ ૧૫

---

# અથ ઉપદેશી બાર માસ.

( " વાલાજીની વાટડી અમે જોતાં રે "–એ રાગ. )

પ્રણમું આદેશર ઉલ્લાસે રે, આણી સદ્ગુરૂની આશ રે,
હરખે ગાઈશું બારે માસ, ભાવે ધર્મ કીજીએ બારે માસ રે;
જેમપામીએ શીવપુર વાસ, ભાવે ધર્મ કીજીએ બારે માસ રે. એ ટેક. ૧
અષાડે આરંભને છંડો રે, તમે ધરમ કરવાંને મંડો રે;
નિજ આઠ કરમને ખંડો ભાવે ધર્મ૦ ૨
શ્રાવણે ગુરૂની કરો શેવા રે, જેમ સુખ પામો નિત્ય મેવા રે;
તમે છંડો મિથ્યાત્વના હેવા, ભાવે ધર્મ૦ ૩
ભાદરવે ભય ગયાં ભાગી રે, તમે થાઓ સંવરના રાગી રે;
એમ કહી ગયા વિતરાગી, ભાવે ધર્મ૦ ૪
આશોએ આશ્રવને ત્યાગો રે, તજી આળસ ઉંઘથી જાગો રે;
પાંચુ ઇંદ્રિ પોતા વશ રાખો, ભાવે ધર્મ૦ ૫
કારતકે કરૂણા ધરજો રે, છ કાયની રક્ષા કરજોરે;
તમે નિંદા વિકથા પરિહરજો, ભાવે ધર્મ૦ ૬
માગશરે મનુષ્ય દેહ પાઈ રે, વળી આર્ય દેશમાં આઇ રે;
તમે ધરમ કરો સુખદાઈ, ભાવે ધર્મ૦ ૭
પોષ માસે પાર ઉતરશે રે, જે કોઇ સંગસાધુજીનો કરશે રે;
તે તો સંસાર સોહિલો તરશે, ભાવે ધર્મ૦ ૮

માઘ માસે તે માનને ગાળો રે, નીજ આતમને અજવાળો રે;
અવિનય ટાળી વિનયને વધારો, ભાવે ધર્મ૦ ૯
ફાગુણે ફરીયો ગતિ ચાર રે, પણ હજુએ ન આવ્યો પાર રે;
હવે સાધુથી થાશે નિસ્તાર, ભાવે ધર્મ૦ ૧૦
ચૈત્ર માસે ચેતો પ્રાણી રે, અસ્થિર આયુષ્ય અંજળી જળપાણી રે;
તમે સુણો સાધુજીની વાણી, ભાવે ધર્મ૦ ૧૧
વૈશાખે વિનયને રાખો રે, મુખથી સત્ય વચન ભાંખો રે;
તો તો શીવરમણી સુખ ચાખો, ભાવે ધર્મ૦ ૧૨
જેષ્ટ માસે જેણે ધર્મ કીધા રે, તેના મનના મનોરથ સિદ્ધારે;
નરકને તિર્યંચને તાળા દીધાં, ભાવે ધર્મ૦ ૧૩
એ પુરા થયા બારે માસ રે, ધરમ કરો તમે ઉલ્લાસ રે;
જેમ પામો અવિચળ વાસ, ભાવે ધર્મ૦ ૧૪
મહા પંડિત દેવજી સ્વામિ રે, શિષ્ય કરમચંદજી શીરનામી રે;
તુમ પ્રતાપે મેં બુદ્ધિ પામી, ભાવે ધર્મ૦ ૧૫

---

## उपदेशी पन्नर तिथि विषे

---

( " જનક સુતા હું નામ ધરાવું "—એ રાગ. )
પ્રથમ જીનેશ્વર સરસ્વતી વંદી, ઉપદેશની કહું વાણી;
દેવ ગુરૂતણી સહાય લઇને, પન્નરે તિથિ વખાણી,
ચતુરનર; ચેતો, ચેતો, ચેતો, ચેતો; ચતુરનર ચેતો. એ ટેક. ૧
પડવે તે પિંડ છે અતિ કાચો, જેવો માટીનો ભંડ;
વિણસી જાતાં વાર ન લાગે, તે કેમ રહેશે અખંડ. ચતુર૦ ૨
બીજે તે બાલપણું તેં ખોયું, હસતા રમતા પ્રાણી;
ગયું જોબનીયું બુઢ્ઢાપણુ આવ્યું, પણ ધરમની વાત ન જાણી.ચતુર૦ ૩
ત્રીજે ત્હારૂં નથી કાંઇ ભોળા, હૃદય વિમાસીને જોય;
સગા સબંધી સૌ સુખના બેલી, વિણ સ્વારથ નહિ કોઈ. ચતુર૦ ૪

ચોથે ચોક્કસ નહિં એક પળનું, અવર આરંભ શું મંડે;
મંદિર માળીયા હાટ હવેલી, મોત આવ્યે સવિ છંડે. ચતુર૦ ૫
પાંચમે પાપમાં રહ્યો રાચી, ન કર્યાં ધર્મનાં કામ;
વિષયમાં લુબ્ધાણો પ્રાણી, ન ગમી ભગવંતની વાણી. ચતુર૦ ૬
છઠ્ઠે છેલછબીલો થઈ હાલે, પણ જમશું જોર ન ચાલે;
માત પિતા ને ચાકર ઠાકર, મરતાં કોઈ ન ઝાલે. ચતુર૦ ૭
સાતમે સમજ્યો નહિં પ્રાણી, સુણો સાધુજીની વાણી;
પરભવ જાતા જીવને હોશે, સાચો ધર્મ સખાઇ. ચતુર૦ ૮
આઠમે અનંતા ભવ તું ભટકયો, ધર્મ વિનાનો જીવ;
કુગુરૂ કુદેવ કુધર્મ છંડીને, સાચા સદ્ગુરૂ સેવ. ચતુર૦ ૯
નવમે નિવર્તો આશ્રવથી, થાઓ સંવરના રાગી;
વ્રત્ત વધારો ઉત્તમ પ્રાણી, દ્યો અવ્રતને ત્યાગી. ચતુર૦ ૧૦
દશમે દશ દ્રષ્ટાન્તે દોહીલો, માનવીનો અવતાર;
પૂરવ પુન્યે પામ્યો પ્રાણી, તે માટે મતિ હારો. ચતુર૦ ૧૧
અગ્યારશે એવું જાણી, ધર્મ કરો તમે પ્રાણી;
પરભવ જાતાં તે સુખ પામે, જે કરે ભલી કમાણી. ચતુર૦ ૧૨
બારશે બાર વ્રત જે પાળે, શ્રાવક કહીએ તેહ;
સંસાર માયાથી રહે અળગો, રાખે ધર્મશું સ્નેહ. ચતુર૦ ૧૩
તેરશે ત્રણ મનોરથ ચિંતવે, ભાવ ધરી નરનારી;
વીરજીનેશ્વર સ્વયં મુખ ભાંખ્યું,ઠાણુંગ સૂત્ર મોઝારી. ચતુર૦ ૧૪
ચૌદશે ચોંપ કરીને પ્રણમું, જે મોટા મુનીરાજ;
હિંસા ટાળી દયા અજવાળી, તારણ તરણ જહાજ. ચતુર૦ ૧૫
પુનમે પરખીને તમે સેવો. દેવ મ્હોટા જીનરાય;
સાધુ સંગતથી શુદ્ધ જીવને, લાભ ઘણેરો થાય. ચતુર૦ ૧૬
પન્નર તિથિ પૂરણ કીધી, કહે ઋષી કર્મચંદ;
દેવજી સ્વામિ ગુરૂ પ્રતાપે, દિન દિન અધિક આનંદ. ચતુર૦ ૧૭

## अथ उपदेशी सात वार.



( " ભાવથી ભવીજન સાંભળો "—એ રાગ. )

સરસ્વતી સ્વામિને વિનવું, સદ્દગુરૂ લાગુજી પાય;
સાતે વાર શીખામણનાં, સુણતાં પાતિક જાય કે,
ધરમ ભલો જીનવર તણો—એ ટેક. ૧
સોમે તે ધન ઘણો સંચીયો, નવિ ખરચ્યો વાવરીયો;
પુન્ય ન કીધો પાઇકો, મનખો એળે ગમાયો કે ધરમ૦ ૨
મંગળીક ભવે માનવી, મન જો જો વિચારી;
દાન શીયળ તપ ભાવના, પાળજો નરનારી કે ધરમ૦ ૩
બુદ્ધવંતની સંગત થકી, બુદ્ધિ સારેરી આપે;
કાળ ક્રોધને મારીને, વિષયા નવી વ્યાપે કે ધરમ૦ ૪
ભલી સંપત્ત છે તાહરી, કોટીધ્વજ કહેવાણો;
પુન્ય મારગ સમજ્યો નહી, મનખો એળે ગમાયો કે ધરમ૦ ૫
સુકૃત કમાઈ તેં શું કરી, નવિ પાળ્યો જૈનધર્મ;
પરનિંદા તેં મુકી નહિં, કૂડા બાંધ્યા તેં કર્મ કે ધરમ૦ ૬
સ્નેહ ન કર પરનારીનો, મન રાખી નિરધાર;
મોહ મચ્છર મદ ગાળીને, અભિમાન અહંકાર કે ધરમ૦ ૭
આદિતે તપસી ઉદ્ધર્યા, સિધ્યા સાધુ અનંત;
કહે મુળચંદ ભાવે કરી, આરાધો અરીહંત કે ધરમ૦ ૮

---

## द्रौपदी, कृष्णजीनी गरबी.

( " રાયજી હમને હિંદુ આણુ કે, રાય ગરાશીયારે લોલ " એ દેશી. )

કૃષ્ણજી તુમને કહું કરજોડ કે, સુણો પ્રભુ વિનતિ રે લોલ,
પ્રભુજી નહિં કોઈ તુમચો દોષ કે, નઠોર થયા મુજ પતિ રે લોલ;
પ્રભુજી તુમશું એવડી હાંશ કે, કરવી કેમ ઘટે રે લોલ,
પ્રભુજી લખ્યા છઠ્ઠીના લેખ કે, મટાડયા નવી મટે રે લોલ. ૧

પ્રભુજી દોષ નહિ તુમ કોય કે, કિરતાર એહી ગમે રે લોલ,
પ્રભુજી છોરૂ કછોરૂ થાય કે, માવિતર તોહી ખમે રે લોલ;
બાંધવ તુમચી મોટી લાજ કે, કાજ વિચારીયે રે લોલ,
પ્રભુજી વિનવું ગોદ બિછાય કે, રોષ નિવારીયે રે લોલ. ૨

પ્રભુજી તુમે મહોટા મહારાજ કે, મનમાં જાણીયે રે લોલ,
પ્રભુજી પોતાનો પરીવાર કે, દિલમાં આણી રે લોલ;
પ્રભુજી મોટા હોય દાતાર કે, બોલે મુખ મીઠડું રે લોલ,
પ્રભુજી મોટા ન કથે આળ કે, કરે અણદીઠડું રે લોલ. ૩

દ્રૌપદી ત્હારા પતિના બોલ કે, ક્ષીણ ક્ષીણ સાંભરે રે લોલ,
દ્રૌપદી એણે કિધાં જે કામ કે, વેરી પણ નવી કરે રે લોલ;
દ્રૌપદી મારી એકજ વાત કે, ગદા પાછી નવી ફરે રે લોલ,
એહને બળ દેખાડું આજ કે, મનમાં રીશ ધરે રે લોલ. ૪

રાણી વિલખાણી તેણીવાર કે, આંખે આંસુ ઢળે રે લોલ,
ભાઇજી એવડો મ કરો રોષ કે, ઉભી એમ ટળવળે રે લોલ;
પ્રભુજી ફોઇ કુંતાની લાજ કે, દિલમાં આણવી રે લોલ,
પ્રભુજી પાંડુરાય મયાય કે, મનમાં જાણવી રે લોલ. ૫

પ્રભુજી ગૌબ્રાહ્મણ પ્રતિપાળ કે, સૌ તમને કહે રે લોલ,
પ્રભુજી તુમ શરણે જે આય કે, સો નર નીર વહે રે લોલ;
પ્રભુજી કઠોર થયા તુમ આજ કે, કિમ હોશે સહી રે લોલ,
પ્રભુજી કઠિન કરમની વાત કે, વાંક કેનો નહિ રે લોલ. ૬

પ્રભુજી માણસ હોશે એહ કે, વાત ઘણી થઇ રે લોલ,
પ્રભુજી બાંહ્ય ગ્રહાની લાજ કે, રાખો હેત લઈ રે લોલ;
પ્રભુજી કરણી તણાં ફળ એહ કે; તુમચી બેનડી રે લોલ,
પ્રભુજી પૂરવ ભવના પાપ કે, તાસ વેળા પડી રે લોલ. ૭

પ્રભુજી એવડી તુમચી ધાક કે, હવે હું કેમ સહું રે લોલ.
પ્રભુજી અખંડ એવાતણ રાખ કે, ઝાઝું શું કહું રે લોલ;
પ્રભુજી રાખો એટલી લાજ કે, છોરૂ કરી છોડવા રે લોલ,
પ્રભુજી મેલો મનની રીશ કે, વેહેલો રથ જોડવા રે લોલ. ૮

એહવા વચન સુણી જદુરાય કે, મનશું વિચારીયે રે લોલ,
હઠે મળીયો અબળા અંત કે, એમ મન વાળીયો રે લોલ;
કેશવ ઉપાડી લોહ દંડ કે, કોપ કરી તીહાં રે લોલ,
પાંચે રથ કીયા ચકચૂર કે, પાંડવ ઉભા જીહાં રે લોલ. ૯
ભાંખે રોષ ધરી હરીરાય કે, આણુ માહારી વહે રે લોલ,
પાંડવ તુમચો સો પરીવાર કે, રહેવા નવી લહે રે લોલ;
રહેજો દ્રષ્ટી થકી તુમ દૂર કે, પાસે મતિ આવજો રે લોલ,
પ્રભુજી મન ફાટયો ન સંધાય કે, સહી એમ જાણજો રે લોલ. ૧૦
પ્રભુ રથ મર્દનને ઠામ કે, કોઠો વસાવીયો રે લોલ,
પ્રભુજી સૈન્ય સકળ તેણીવાર કે, સન્મુખ આવીયો રે લોલ;
પ્રભુજી દ્વારાપુરી સો સાથ કે, પહોંચ્યા તે સહી રે લોલ,
પ્રભુજી એકસો પચાસમી ઢાળ કે, ગુણસાગર કહી લોલ. ૧૧

## तप विषे सज्झाय.

રાગ—" પરજીયા, "

તપ વડો રે સંસારમાં, જીવ ઉજ્વળ થાય રે;
કરમરૂપ ઇંધણુ બળે, શીવપુર નગરી સીધાવે રે. તપ૦ ૧
તપથી રૂપ પાવે ઘણું, તપથી સુર અવતાર રે;
ઋદ્ધિ વૃદ્ધિ સુખ સંપદા, પામે લબ્ધીજ ભારી રે. તપ૦ ૨
રાજા આદર દેવે ઘણો, ચાવે જાણે નીર જેમ ખીર રે;
લોક એણીપેરે કહે, ઈણુરો તપસામાં શીરો રે. તપ૦ ૩
તપશું રોગ દૂરે ટળે, વિઘન સહુ ટળ જાવે રે;
દેવતા સાહ્ય તપે કરે, ઘર લક્ષ્મી પણુ આવે રે. તપ૦ ૪
અજ્ઞાનપણે તપસ્યા કરે, તોહિ નીષ્ફળ ન જાવે રે;
જ્ઞાન સહિત તપસ્યા કરે, તેનો પાર ન આવે રે. તપ૦ ૫
કરે એક નોકારશી, સો વરસ નરકના છૂટે રે;
બાંધે આયુષ્ય દેવનું, શ્રી જીનવર એમ ભાંખે રે. તપ૦ ૬

ખરો ખજાનો તપ માલકો, કોઈ પુન્યવંત ઝાલે રે;
ચાલ્યો જાય દેવલોકમાં, જાતાં કોઈ ન વારે રે. તપ૦ ૭
પોતે તો તપે પૂરો હુવે, સદા વર્તે આનંદ રે;
શેવક આણુ માને સહુ, તેજ ના પડે મંદ રે. તપ૦ ૮
તપશા કિધી મહાવીરજી, કર્મ કઠણુ ભેદે રે;
ધન્ના અણુગારે તપ કીચો, પહોંચશે મોક્ષ મોઝારો રે.તપ૦૯
બેલે બેલે કિધો પારણો, ગણુધર ગૌત્તમ સ્વામિ રે;
મંત્રી ખંધકજી તપ તપ્યાં, હુવા મોક્ષના કામી રે. તપ૦૧૦
અર્જુન માળી ઉદ્ધર્યો, મુનિવર મેઘકુમાર રે;
રાય પ્રદેશી તપ તપ્યા, જાસે મોક્ષ મોઝારો રે. તપ૦૧૧
આઠ રાણી શ્રી કૃષ્ણુની, બ્રાહ્મી ચંદનબાળા રે;
તેવીસ શ્રેણીકની સુંદરી, કાટી કર્મની જાળી રે. તપ૦૧૨
ઇત્યાદિક બહુ તપ તપ્યા, કહેતા ન આવે પાર રે;
કર્મ કટક દલ જીતીને, પામ્યા અવિચળ ઠામ રે. તપ૦૧૩
મુગત સારૂ તપ કરો, સુખ નિશ્ચે પામો રે;
આશકરણુ મુનીવર ભણે, જોધપુરમેં ચોમાસો રે. તપ૦૧૪

---

## અથ શ્રી સુબાહુકુમારની સઝાય.

( "આજ હજારી ઢોલા પ્રાહુણો"—એ રાગ. )

હવે સુબાહુકુમાર એમ ચિંતવે,
અમે લેશું સંજમ ભાર; માડી મોરીરે
મા મેં વિર પ્રભુની વાણી સાંભળી,
તેથી મેં જાણ્યો છે અથીર સંસાર; માડી મોરીરે
હવે હું નહિં રે રહું સંસારમાં. એ ટેક. ૧
હાંરે જાયા સંજમ પંથ ઘણો આકરો,
વ્રત છે ખાંડાની ધાર; જાયા મોરારે
બાવીશ પરીસા જીતવા,

કરવાજી ઉગ્ર વિહાર; જાયા મોરારે
તુજ વિના ઘડીએ ન નીસરે. એ આંકણી. ૨
હાંરે જાયા તુજ વિના સુના મંદીર માળીયા,
તુજ વિના સુનો સંસાર; જાયા મોરારે
માણેક મોતીને મુંદ્રિકા,
કાંઈ ઋધ્ધીતણો નહિ પાર; જાયા મોરારે,તુજ વિના૦ ૩
હાંરે માજી વનમાં તે રહે છે મરગલાં,
તેની કોણ કરે સંભાળ; માડી મોરીરે
એ વન મૃગની પેરે વિચરશું,
અમે એકલડા નીરધાર; માડી મોરીરે હવે હું૦ ૪
હાંરે માજી નરક નિગોદમાં હું ભમ્યો,
કુંભીયે અનંતીવાર; માડી મોરીરે
છેદન ભેદન મેં સહ્યાં,
તે દુઃખ કહ્યો નવ જાય; માડી મોરીરે હવે હું૦ ૫
હાંરે જાયા પાંચશે પાંચશે નારીયો,
કાંઇ રૂપ અપ્સરા સમાન; જાયા મોરારે
ઉંચા તે કુળની ઉપની,
રહેવા પાંચશો પાંચશો મહોલ; જાયા મોરારે તુજ વિના૦ ૬
હવે પાંચશે વહુવારૂ એમ વિનવે,
કાંઇ વડેરી કરેરે વિલાપ; વાલમ મોરારે
તુમે તો સંયમ લેઈ ચાલશો,
અમને કોણ ઘો છો આધાર; વાલમ મોરારે
વાલમ વિના કેમ રહી શકું. ૭
હાંરે માજી મુસાફર આવ્યો કોઈ પરૂણલો;
ફરી ભેગો થાય કે ન થાય; માડી મોરીરે
એમ મનુષ્ય ભય પામવો અતિ આકરો,
ધર્મ વિના દુર્ગતી જાય; માડી મોરીરે હવે હું૦ ૮
હાંરે માજી કાચી તે કાયા કારમી,

સડી પડી બગડી વીણસી જાય; માડી મોરીરે
એમ જીવડો ગયો ને કાયા પડી રહી;
મુવા પછી બાળી કરશે રાખ; માડી મોરીરે હવે હું૦ ૯
હાંરે માજી માત પિતા ને ભાઇ બ્હેનડી,
નારી કુટુંબ પરીવાર; માડી મોરીરે
અંતકાળે સહુ અળગા રહેશે,
એક જીન ધર્મ તારણહાર; માડી મોરીરે હવે હું ૧૦
હવે ધારણી માતા એમ ચિંતવે,
આ પૂત્ર નહિ રહે સંસાર; ભવિક જન રે
એક દિવસનું રાજ ભોગવી,
સંજમ લીધો મહાવીર પાસ; ભવિક જન રે
સુબાહુકુમારે સંજમ આદર્યો. ૧૧
તપ જપ કરી કાયા શોષવી,
આરાધીક થઇ ગયા પહેલે દેવલોક; ભવિક જન રે
પંદર ભવ ત્યાં પુરા થશે,
મહાવિદેહ ક્ષેત્રે જાશે મોક્ષ; ભવિક જન રે સુબાહુ૦ ૧૨
સંવત અઢાર ત્રાણું સાલમાં,
વઢવાણશહેર મોઝાર; ભવિક જન રે
પુજ્ય ખુશાલજીના શિષ્ય ભણે,
પાનાચંદજી કિયા ગુણગ્રામ. ભવિક જન રે સુબાહુ૦ ૧૩

---

# अथ श्री दशार्णभद्र राजानी लावणी.

( " નેમકીજાન બની ભારી "—એ દેશી. )

વીર જીને વંદનકું આવે, દશાર્ણભદ્ર બડે રાયે,
પધાર્યા વીરજીણંદ ભારી, દશારણ નગરીકે બહારે;
મુની શીશ્ય ચૌદ સહસ લારે, આરજા છત્રીસ હજારે.
સાખી–સમોસરણ દેવે રચ્યો, બેઠાં ત્રી જગનાથ;

ઇંદ્ર ઈંદ્રાણી સેવા કરતાં, પામ્યા હર્ષ ઉલાસ. વીર૦ ૧

ખબર રાજીંદ ભણી લાગી, વીરજન આઈ ઉતર્યા બાગે;
જાવણો હરિશણુકે કાજે, કરે સજાઈ બહુ છાજે.
સાખી-હાથી ઘોડા રથ પાલખી, પાયક કે પરીવાર;
ભાઈ બેટા ઉમરાવ અંતેઃઉર, સબકું લીના લાર. વીર૦ ૨

અઢારા સહેસ ગજ છાજે, ઘુડલા લખ ચોવીશ ગાજે;
એકવીસ સહસ રથ જોતી, પાલખી એક સહસ સોતી.
સાખી-હાથી ઘુમે ઘુડલા હશે, રથ કરે ઝનકાર;
પાયદલ મુખરે આગળે જી કાંઈ, બોલે જય જયકાર. વીર૦ ૩

પાંચશે અંતેઃઉર લારે, કીયાહે નવા નવા શીણગાર;
પહેરીયા રતન જડીત ગેણા, વાજતાં વાજીંતર વેણા.
સાખી-છત્ર ચમર ઢળાવતા, ચાલ્યા મધ્ય બજાર;
રાય અપનો આડંબર દેખી, ગર્વ કીયો તીનવાર. વીર૦ ૪

સ્વર્ગસે ઇંદ્રભી આયે, ભેટયા શ્રી જીનવરકા પાયે;
જ્ઞાનસે સર્વ વાત જાણી, દશાર્ણભદ્ર બડો માની.
સાખી-માન ઉતારણ કારણે, ઇંદ્ર દીયો આદેશ;
એક ઐરાવણ એસો લાવો, ગર્વ ગળે રે વિશેષ. વીર૦ ૫

ચોસઠ સહસ ગજ છાજે, ગગન બિચ ઉભાહી ગાજે;
એક એક એસો રૂપ આયો, સુણતાં અચરીજહી પાયો.
સાખી-એક એક મુખ પાંચશે, મુખ મુખ તે અઠ દંત;
દંત દંત આઠ વાવડી કાંઇ, જામે કમળ મહંત. વીર૦ ૬

પાખંડી લાખ લાખ જ્યાં કે, નાટક પડે બત્રીશ તાકે;
ઈંદ્ર કોઈ ઈંદ્રાસન સોવે, કર્ણીકા ઉપર મન મોહે.
સાખી-જ્યાંપર ઈંદ્ર બીરાજીયા, લારે સહુ પરીવાર;
દશાર્ણભદ્ર દેખીને કાંઇ, ગર્વ ગયો તેણીવાર. વીર૦ ૭

ચીંતવે અપને દિલમાંહિ, બઠાઈ કિસવિધ રહે ભાઈ;
ઈંદ્રથે હું જીતું નાહિ, કરૂ ઉપાવ કઠાં તાંઈ.
સાખી-અવશર દેખ સંજમ લીયો, દશાર્ણભદ્ર નરેંદ્ર;

તુરત આઇ ઉતાવળો, પગે લાગ્યો શક્રેંદ્ર વીર૦ ૮
ઇંદ્ર જબ મુનીવરસે બોલે, નહિં કો આપતણી તોલે;
ઓરતો સર્વ વાત માહારે, વિક્રયકુ દિક્ષા નહિં ધારે.
**સાખી**-ધન્ય ધન્ય હો મુનીરાજજી, રાખ્યો મન અખંડ;
વાર વાર ગુણ ગાવતો, સુર ગયો ગગનકે મંડ. વીર૦ ૯
મુનીવર સંયમ શુદ્ધ પાળી, પધાર્યા મોક્ષ મોઝારી;
મીટાયા જન્મ મરણ ફેરા, આત્મા અટલ હુવા તેરા.
**સાખી**-ગુરૂ દેવ પ્રસાદશું, સુણજો ભવીયણ લોક;
જો કરણી સાચી કરો તો, મીલે સઘળા થોક. વીર૦ ૧૦
સંવત ઓગણીશકી સોવે, સાલ તેતીશકી મન ભાવે;
આશો શુદી પંચમી જાણો, હરખશું હીરાલાલ ગાતો.
**સાખી**-દેશ હાડોતીને વિષે, કોટો મોટો શહેર;
ચોમાસો કીયો રામપુરાંમે, ચાર સંતકી લહેર. વીર૦ ૧૧

---

# અથ શ્રી નંદિષેણની સજ્ઝાય.

( "લાવણી" અથવા "અવગુન બીન મુજ નેમજીણંદ બાપેપીતું"—એ રાગ. )

વીર જીનેશ્વર સાહેબ પધાર્યાને, રાજગ્રહી નગરી મોઝારી,
શ્રેણીકરાય તિહાં વાંદવા આવ્યા, હૈયે હરખે અપારી;
હાંરે હાંરે કે દરીશણ કરવા, ચૌગતી તરવા રે વાણુ,
અવગુણ વિના શ્રી વીરજીણંદનીરે વાણી, મેરે દિલે માણીરે વાણુ. એ ટેક
સમોસરણ તિહાં રચીયો સુંદર, સુરત મોહનગારી,
સિંહાસન પર દેવ બિરાજે, લલીત છબી હિતકારી;
હાંરે હાંરે કે દેશના દાખે, ભવિજીવ ચાખેરે વાણુ. અવગુણ૦ ૨
નંદિષેણ તિહાં વૈરાગજ પામ્યોને, વચન સુણી હિતકારી,
માત પિતાને કહે અનુમતી આપો, અમે સંયમ લેશું સુખકારી;

હાંરે હાંરે કે સંસાર તરીયે, મુગતીને વરીયેરે વાણુ. અવગુણ૦ ૩
માતપિતા કહે નંદિષેણુને, સંયમ વ્રત છે ભારી,
બાવિશ પરીસા દુક્કર સહેવા, સંયમ ખાંડાની ધારી;
હાંરે હાંરે કે શાશન દેવીકહેવે, સંયમમતિ લેવેરે વાણુ. અવગુણ૦ ૪
દેવીતણાં તેણે વચન ન માન્યાં, સંયમ રૂડી રીતે લીધો,
તપ જપ કરણી ઉત્તમ કરતાં, મુનીવ્રત. પદ સાધ્યો;
હાંરે હાંરે કે વ્હોરવા જાવે, વેશ્યા ઘર આવેરે વાણુ. અવગુણ૦ ૫
આહારપાણીની તિહાં જોગવાઈ પૂછી, તો વચન બોલી મદમાતી,
જો હોયે તુમ પાસે અર્થ લાભ તો, આવો રંગભર રમીએ સાથે;
હાંરે હાંરે કે પાછા વળીયા, પાછા ડગ ભરીયારે વાણુ. અવગુણ૦ ૬
ખઠ ખડ ખઠ તિહાં હાંતજ કાઢયાને, મુની અહંકારે ચડીયા,
લબ્ધી ફેરવીને સૌનૈયા કીધા, મોહતણે વશ પડીયા;
હાંરે હાંરે કે પાછા જાવે, વેશ્યા ઘેર લાવે વાણુ. અવગુણ૦ ૭
આ ઋદ્ધી છે અનરથ કેરી તે તો, મારે મન નહિ ભાવે,
જો તુમ રહો અમ ઘર વાસો તો, અરથ હમારે એ આવે:
હાંરે હાંરે કે લેકરજાઓ,નહિતોપાછા ઘર આવોરેવાણુ. અવગુણ૦ ૮
મોહરૂપી વચન બાણુજ માર્યાં, મુની વ્રત ગયાં હારી,
ઓઘો ને મુહપતિ ઉંચા મુકયા, સુખ વિલસે સંસારી;
હાંરે હાંરેકે જાઓ કહેશો મને, તો હું છોડું તનેરે વાણુ. અવગુણ૦ ૯
દિન દિન પ્રત્યે દશને બુઝવતાં, બાર વરસ ગયા ચાલી,
છેલ્લે દિવસે સોનારજ આવ્યો, એ તો વચન બોલે કુતુહાલી;
હાંરે હાંરે કે રસોઇ કરી, ઉઠો મન ધરીરે વાણુ. અવગુણ૦ ૧૦
પહેલી રસોઇ તિહાં ઠંડીરે હુઇ ત્યારે, બીજી કરી તૈયારી,
વેશ્યા કહે તમે ઉઠોને જમવા, એમ બોલી મન પ્યારી;
હાંરે હાંરે કે હું સમજાવું, પછી હું તોઆવું રેવાણુ. અવગુણ૦૧૧
બીજી રસોઇ તિહાં ઠંડીરે હુઇ ત્યારે, ત્રીજી કરી તૈયારી,
વેશ્યા કહે તમે ઉઠોને જવવા, દશમાં થાઓ તુમે વારી;
હાંરે હાંરે કે વચન સુણી, દોય થયાં મુણીરે વાણુ. અવગુણ૦૧૨

એખે ચિત્તે મુનિ વ્રત્ત જ પાળે ને, દોનું થયાં ઉગ્ર વિહારી,
કર્મ ખપાવી કેવળ પામ્યા, હું તો જાઉં તેમને બલીહારી;
હાંરે હાંરે કે મતિ કોઈ નીંદો; ભવી જીવ વંદોરે વાણુ. અવગુણ૦ ૧૩
સંવત ઓગણીશે ત્રીસની સાલે, ફાગુણ માસ ઉલ્લાસે,
રૂષી રામચંદજી કેરા પ્રતાપે, રૂષી રૂપચંદજી ગુણ ગાશે;
હાંરે હાંરે કે જે ધર્મ કરશે, તે સંસારને તરશે રે વાણુ. અવગુણ૦ ૧૪

---

## अयवंता मुनिनी सज्झाय.

---

( રાગ—મલાર, " પાંડવ પાંચ વાંદતા મન મોહ્યુંજી "—એ દેશી. )

એક દિન ઋતુ વર્ષા તણી, આવી વરસે મેહ અપાર રે,
ઝબકતી વીજ સોહામણી, મોર કરે મધુરી કંગાર રે;
મોર કરે મધુરી કંગાર, જલધર વરસતો બહુ ગાજે રે. ૧
કાળે ઘન તે વરસીયો, મુનિ ફેરાને કારણ જાય રે;
અયવંતો ઋષિ તેણે સમે, તે તો મુનિવર સાથે જાય રે (૨) જ૦ બ૦ ૨
નગરી બાહિર મુનીવર ગયા, ચાલે ભૂતળ અતિ ઘણો નીર રે;
અયવંતો ઋષી ઢુકડો, મેલી ગયા સાહસ ધીર રે (૨) જ૦ બ૦ ૩
મોહ ઉદયે તેણે મુનિવરે, બાંધી ભૂતળ માટીની પાળ રે;
જળ વહેતો તેણે રાખીયો, કીધો અધિક અતિ શોચાળ રે (૨) જ૦ બ૦ ૪
માંહિ તે મુકી કાચલી, તે તો તરતી રહી ઉપર સોય રે;
મધૂર વચન એમ ઉચરે, મોરી નાવ તરંતી જોય રે (૨) જ૦ બ૦ ૫
મુનિવર ફેરાથી વળીયાં, આવી દેખે તો કૌતુક સાર રે;
મુનિવર તિહાં ઉચરે, તમે લીધો સંયમ ભાર રે (૨) જ૦ બ૦ ૬
એક ઉદક બિંદુમાં કહ્યા, જીવ અસંખ્યાતા જાણુ રે;
તે પ્રત્યે કેમ હીંસીએ, જેહની ચાર પર્યા ચાર પ્રાણુ રે (૨) જ૦ બ૦ ૭
પાપ થયાં શિષ્ય અતિ ઘણા, કાંઈ મોટી આલોયણ લીજે રે;
આપણે સૂરમણી સારીખા, માટે એ કરણી કેમ કીજે રે (૨) જ૦ બ૦ ૮
મુનિવર મનમાં એમ ચિંતવે, જીનજીને પુછશું એ વાત રે;

અયવંતા ઋષિને સહી, પ્રભુ કહોને કેટલો સંસાર રે (૨) જ૦ બ૦ ૯
શ્રી જીનવર તો એમ કહે, અયવંતાનો થોડો સંસાર રે;
તે પ્રત્યે મતિ હેલજો, એહની કરજો વૈયાવચ્ચ સાર રે (૨) જ૦ બ૦ ૧૦
તહેત વચન શ્રી જીનવર તણા, મુનિવર શીષે ચડાવીને ઉઠે રે;
કરે વૈયાવચ્ચ અતિ ઘણી,અયવંતાને વચને ન રૂઠે રે (૨) જ૦ બ૦ ૧૧
સામાયક આદ દઈ જેણે, ભણીયા તે અંગ અગ્યાર રે;
દુક્કર સંયમ આદરી, અયવંતો બાળકુમાર રે (૨) જ૦ બ૦ ૧૨
બહોંતેર વરસ સંયમ ગ્રહી, જેણે તપ કીધો અતિ કઠોર રે;
વિપુલગિરી પરવત ચડી, કીધો સંથારો સાર રે (૨) જ૦ બ૦ ૧૩
અનુક્રમે અણુસણુ કરી. પામ્યા રૂડું કેવળજ્ઞાન રે;
કરમ ખપાવી મુગતે ગયા,એમ બોલે સેવક ગણી કહાન રે (૨) જ૦ બ૦ ૧૪
આઠમાં અંગના વરગ અષ્ટમે, અધ્યયન પન્નરમે જાણુ રે;
અદકો ઓછો જે કહ્યો, શુદ્ધ કરજો ચતુરસુજાણુ રે (૨) જ૦ બ૦ ૧૫

---

## वैरागी बार मास.

---

( દેશી—સીતાજીના મહીનાની. )

હાં રે ભાઈ કારતકે કરોને વિચાર, કહોને કયાંથી આવીયા.
મહા મળી રે મનુષ્ય સરખી દેહ, શા રે પુન્યે પામીયા;
જેથી દેહ તરવાનો ઉપાય, કાંઇક પુન્ય કીજીએ,
જીહાં ધર્મ કથા શ્રવણે હોય, તિહાં રે કાન દીજીએ. ૧
હાં રે ભાઇ માગશર મહિને મન માંહિ રે, મોહ તારે બહુ થયો,
દેખી ધન દારા પરીવાર, હૈયામાં તું હરખીયો;
એ તો શોભા છે દિન ચાર, તેમાં શું લલચાઇ રહ્યો,
કરી લેને તરવાનો ઉપાય, નીકર તું નરકે ગયો. ૨
હાં ભાઈ પોષે પકડશે રે કાળ, ત્યારે કોણ તારશે,
તેથી ભજી લેને ભગવાન, મેલી મન બાહ્યરો;
તું તો ચેતી લેને ચતુરસુજાણ, સુખ પામીશ હેવનું,

જેથી જમડા રહેશે રે દૂર, અંત સમયે કામનું. ૩

હાંરે ભાઇ માહ મહિને મન મોહ્યુરે, ભામની કેરા ભોગમાં,
એમાં શું રે રહ્યો લલચાઈ, વિષયના રોગમાં,
મારી બુદ્ધી સહિત અંકુશ, વિષયના ઉન્માદમાં,
એની તૃષ્ણામાં ગયો રે તણાઈ, સમજ્યો નહિ સાનમાં. ૪

હાંરે ભાઈ ફાગણે રહ્યો શું ફુલાઇ, જુવાની કેરા જોરમાં,
ત્હારા શીરપર ફરે છે કાળ, લેશે પલક પહોરમાં;
તિહાં જમડા માગે રે જવાબ, અગ્નિમાં ઉભો રાખશે,
માથે પડશે મુદ્દગરનો માર, ઉંધે મસ્તક ટાંગશે. ૫

હાં રે ભાઇ ચૈતરે ચિત્ત રાખો રે, ગુરૂજી કેરા ચરણુમાં,
બીજા ન કરો અવર ઉપાય, મારગ મળે મુગતીનો;
સેવો સદ્દગુરૂ સુખના દાતાર, કરમ તારા કાપશે,
મિટાડશે જન્મ મરણનો જંજાળ, અભય પદ આપશે. ૬

હાંરે ભાઈ વૈશાખે વહી ગયા રે, દિવસ તારા વાટમાં,
એમાં શું રે રહ્યો લલચાઇ, મનુષ્યના ઘાટમાં;
હાં રે ભાઈ પરનારીશું પ્રીત નહિં પ્રભુના નામની,
પહોર આઠ ને ઘડી બે ત્રીશ, કલપના કામની. ૭

હાં રે ભાઇ જેઠે જીવતરને ધિક્કાર, જપ્યા નહિં જગનાથને.
કલપી કલપીને દીધાં રે દાન, વઢાશે ત્હારા હાથશું;
તું તો મિથ્યા સુખમાં મોહ્યો મતિ મુંઢ, પ્રભુને નથી પેખતો,
ત્હારી ફૂટી ગઇ આંખો રે દોય, તેણે રે નથી દેખતો. ૮

હાં રે ભાઈ અષાડે અનંત અનંત, કરમ તેં તો બાંધીયા,
તેં તો જાણ્યા નહિં જગદીશ, ગુરૂને નહિં વાંદીયા;
ત્હારા શ્રવણ પડયાં સુનકાર, પ્રભુને નથી પેખતો,
ત્હારે માથે ભર્યો છે મોહોટાઈનો ભાર, તેણે નથી દેખતો. ૯

હાં રે ભાઈ શ્રાવણે શીયળ પાળોને ઉદાર, સમજ્યા વિનાશું પળે,
સાકર કહે કહ્યે નહિં આવે સ્વાદ, શીવરમણી સુખ મળે;
લાગ્યો ચતુરાઇપણાનો જંજાળ, દાઝે ત્રિવિધિ કેરા તાપમાં,

એનો ના માટે મનનો વિચાર, મુંઝાઈ રહ્યો આપમાં. ૧૦
હાં રે ભાઈ ભાદરવે ધરો ધ્યાન, ભીતર રાખો ભક્તિમાં,
બીજા ન કરો અવર ઉપાય, મારગ મળે મુગતીમાં;
સેવો સદ્દગુરૂ સુખના દાતાર, જોખો મતિ જીવને,
તેથી મટી જાશે સર્વે સંતાપ, શીવ સુખ પામીને. ૧૧
હાં રે ભાઈ આશોએ ફરવું ઉદાસ, વૈરાગ રૂપી વનમાં,
અવગુણ ગુણ ને મદ ને માન, ન રાખો અભીમાનશું;
હાં રે ભાઈ એહવા બારે માસ, ભકિત કરો ભગવાનની,
કર જોડી કહે કવીજનરાય, સેવક ત્હારા નામનો. ૧૨

---

# अथ श्री उपदेशी सज्झाय.

( " મ્હારા હૈયા કેરા હાર નજર કયા આવશો રે–એ રાગ. "
સમજાવુંછું હું સમજ સખા તું શાનમાં રે,
બીજાજ તું મેલી દે મનનો, ઘડી ભરૂંસો નથી તુજ તનનો;
મરડામાં તું મુઢપણાથી માનમાંરે. સમજાવું૦ ૧
અસંખ્ય જન્મ ધર્યા ધરણીના, નીલ પુલ પાંચે વરણીના;
દુરીત દીષ્ટથી આવ્યો નહિં અવસાનમાં રે. સમજાવું૦ ૨
ઘણાં વરસ ઘન રસમાં ગાળ્યાં, પાવક બની બહુ પ્રાણ પ્રજાળ્યાં;
તરફડીયો તું તિમિરપણાનાં તાનમાં રે. સમજાવું૦ ૩
જગત પ્રાણનો જન્મ ધરીને, સમય ગુમાવ્યો ફરી ફરીને;
વાત બધી તું ધરી રાખજે ધ્યાનમાં રે. સમજાવું૦ ૪
ત્યાં કયાં માન હતું જરી ત્હારૂં, દીલ હતું જ્યારે દુખીયારૂં;
ભુલી ગયો તું વખત બધો બેભાનમાં રે. સમજાવું૦ ૫
મળ્યો જન્મ આ મહા સંકટથી, વિચાર કર વહાલા તુજ ઘટથી;
આથડમાં તું અંધ બની અજ્ઞાનમાં રે. સમજાવું૦ ૬
સંત તણો સેવક સંભળાવે, ભવીક જીવને ભરપુર ભાવે;
ગયો વખત નહિં આવે, કહુંછું કાનમાં રે. સમજાવું૦ ૭

# અથ શ્રી ઉપદેશી શીખામણ વિષે " ગમાર બાવની. "

( દોહરા. )

કરી ભરૂંસો કર્મનો કહે થાશે થાનાર;
આપ તજે ઉદ્યોગને, એ પણુ એક ગમાર. ૧
આખાની આશા થકી, અડધો તજે આહાર;
પછી પુરો પસ્તાય છે, એ પણુ એક ગમાર. ૨
જે વસ્તુ જાતી રહે, એનો શોક અપાર;
કરે સદા સંભારીને એ પણુ એક ગમાર. ૩
તેલ તુલ્ય અંતર તપે, મુકે વળી વઘાર;
બળતાને બાળે બહુ, એ પણુ એક ગમાર. ૪
કરે વિચાર કર્યા વિનો, અવશર વિરૂદ્ધ ઉચ્ચાર;
સમય વિષે સમજે નહિં, એ પણુ એક ગમાર. ૫
જેની સોબતથી થયું, અતિ દુઃખ એક વાર;
વળી તેની સાથે વસે, એ પણુ એક ગમાર. ૬
જાણું જે જેની જીભે, નીકળે સદા નકાર;
તોપણુ માગે તે કને, એ પણુ એક ગમાર. ૭
સહેજ વાતમાં સર્વપર, ખોટો રાખે ખાર;
વૈર વધારે વિશ્વમાં, એ પણુ એક ગમાર. ૮
સહસા કામ શમેટીને, વળતી કરે વિચાર;
પાણી પીને ઘર પૂછે, એ પણુ એક ગમાર. ૯
વાહે નાણું વાવરે, આપે બની ઉદાર;
કરજ કર્યાનો ડર નહિં, એ પણુ એક ગમાર. ૧૦
નિજ દુર્ગુણુ દેખે નહિ, પરનિંદા પર પ્યાર;
છિદ્ર ઉઘાડે અવરનાં, એ પણુ એક ગમાર. ૧૧
ભૂતળમાં ભુંડાઈનો ભરે ભલો ભંડાર;
શાબાશી સ્વપ્ને ન લે, એ પણુ એક ગમાર. ૧૨

સારૂં નરશું શોધીને, જુએ ન સાર અસાર;
ગોળ ખોળ સરખા ગણે, એ પણ એક ગમાર. ૧૩

છત ઝાઝી ઘરમાં છતાં, નામ ધરે નાદાર;
કૃપણપણું પોતે કરે, એ પણ એક ગમાર. ૧૪

કરે પ્રાક્રમ પણ ધરે, અવર તણો આધાર;
અલ્પ મળે ન આપ બળ, એ પણ એક ગમાર. ૧૫

સમજે જે હું સહેજમાં, પામીશ સાગર પાર;
પંડ બળે તરવા પડે, એ પણ એક ગમાર. ૧૬

ઘર ધણીયાણીથી લડી, બાળી દે ઘરબાર;
વિમાશણ વળતી કરે, એ પણ એક ગમાર. ૧૭

કદી ન પાળે કોઈ દિન, વળતી વધે વિકાર;
ભારે પીડા ભોગવે, એ પણ એક ગમાર. ૧૮

વિષનું જોવા પારખું, લે મુખમાહિ લગાર;
મોહી વગર મોતે મરે, એ પણ એક ગમાર. ૧૯

કન્યાનું માગું કરે, એ તો સૌ સંસાર;
પણ વહુનું માગું કરે, એ પણ એક ગમાર. ૨૦

વાત ન જાણે વૈદની, અનુભવ નહિં આજાર;
વૈદ બની વૈદું કરે, એ પણ એક ગમાર. ૨૧

ટંટો ટુંકો થાય તો, વળી કરે વિસ્તાર;
લડાઈથી લાજે નહિં, એ પણ એક ગમાર. ૨૨

નિઃસંશય ઉત્તર મળે, તોય કરે તકરાર;
વ્યર્થ વદે વળી વાદ બહુ, એ પણ એક ગમાર. ૨૩

સમજે જે જન સર્વથી, હુંજ ઘણો હુંશીયાર;
પછી ન પૂછે કોઈને, એ પણ એક ગમાર. ૨૪

અંતર કેરા ઉભરા, બકીને કાઢે બહાર;
જોગ અજોગ જુવે નહિં, એ પણ એક ગમાર. ૨૫

ચડે નજર જન ચાલતાં, ચાલે લારોલાર;
પ્રીછે નહિ પરીણામને, એ પણ એક ગમાર. ૨૬

વિરૂદ્ધ દીસે વિશ્વમાં, એમ સજે શણગાર;
અપજશથી નહિં ઓસરે, એ પણ એક ગમાર. ૨૭
કરે ખુશામત ઓર જન, વખાણુ વારંવાર;
સાચું માને સર્વ તે, એ પણુ એક ગમાર. ૨૮
આગળ કહે અમીર તું, પાછળ કહે કુંભાર;
એવાંને નવ ઓળખે, એ પણુ એક ગમાર. ૨૯
ઉપજ ખરચના આંકનો, શોધે નહિં સુમાર;
વણુ લેખે ધન વાવરે, એ પણુ એક ગમાર. ૩૦
પ્રથમ ચડાવી પુષ્પને, છેવટ છાંટે છાર;
પ્રમ્યું કનક ધૂળે ધરે, એ પણુ એક ગમાર. ૩૧
સ્વારથ સાધ્ય સમે કરે, સ્નેહીનો સંહાર;
થોભ ન રાખે લોભનો, એ પણુ એક ગમાર. ૩૨
છેતરવા જન જાતને, હિંમત કરે હજાર;
નીતિની રીતિ તજે, એ પણુ એક ગમાર. ૩૩
કથને જનનાં કાળજા, કાપે જેમ કટાર;
ચતુરપણું ચિત્તમાં ગણે, એ પણુ એક ગમાર. ૩૪
પાછળ જેના પંડને, ધરે સહુ ધિક્કાર;
એવાં જેનાં આચરણુ, એ પણુ એક ગમાર. ૩૫
ભોળપણાથી ભૂમિમાં, ઠગાય ઠારોઠાર;
કપટ કશું ન કળી શકે, એ પણુ એક ગમાર. ૩૬
વણુ તેડાવ્યો વળી વળી, આવે વાર અઢાર;
વણુ બોલાવ્યો બહુ બકે, એ પણુ એક ગમાર. ૩૭
હસે ભસે લડવા ધસે, ભરી સભા મોઝાર;
માણુસની મરજાદ નહિં, એ પણુ એક ગમાર. ૩૮
ગુણુ તો એક ગણાય નહિં, અવગુણુનો અવતાર;
મિથ્યા માન ધરે ઘણું, એ પણુ એક ગમાર. ૩૯
તનની પીડા ટાળવા, કરે નહિં પ્રતિકાર;
ભરૂસો કરે ભવિષ્યનો એ પણુ એક ગમાર. ૪૦

માલ તજી મીઠાશનો, વિષની ભરે વખાર;
સાલે સૌને સાલ સમ, એ પણ એક ગમાર. ૪૧
પરનારીની પ્રીતથી, ખાંતે મળે ખુવાર;
જર જશ ને જોબન ખુવે, એ પણ એક ગમાર. ૪૨
ઉદ્યમને અળગો ધરી, જઇને રમે જુગાર;
ઇચ્છે ધન એના થકી, એ પણ એક ગમાર. ૪૩
પાપે પેટ ભરે સદા, ચહે સ્વર્ગ સંચાર;
ભભકો રાખે ભગતનો, એ પણ એક ગમાર. ૪૪
પક્કા પાખંડી તણો, પણ રાખે પતિયાર;
ખત્તા ખાય ખરો પછી, એ પણ એક ગમાર. ૪૫
જોતાં કંઇક જતા રહ્યાં, જન જમરાજ દુવાર;
તોપણ તેનો ત્રાસ નહિં, એ પણ એક ગમાર. ૪૬
વેગે કલાક વહી ગઈ, ઉગ્યા પછી અગ્યાર;
તોય ન ચેતે ચિત્તમાં, એ પણ એક ગમાર. ૪૭
પોતે સોંપે પૂત્રને, અન્ન ધન ને આગાર;
વેઠે સંકટ વૃદ્ધ થઈ, એ પણ એક ગમાર. ૪૮
વૃદ્ધપણે પરણે વળી, નાની સરખી નાર;
વળતી હેરે હેરણાં, એ પણ એક ગમાર. ૪૯
પ્રભુ કરૂણાથી પૃથ્વી પર, થૈ સુબો સરદાર;
આશીષ લે નહિં અવરની, એ પણ એક ગમાર. ૫૦
ઉપકારી જનનો કદી, ઉર ન ધરે આભાર;
દુનીયામાં દલપત્ત કહે, એ પણ એક ગમાર. ૫૧
કાં તો વગર ભણ્યો ભલો, કાં તો ભલો ભણેલ;
અધવધરા જનથી જુઓ, બહુ બિગાડ બનેલ. ૫૨

# મરનારની પાછળ ન રોવા કુટવા વિષે.

("ગુરૂ ગોવિંદને હું નમું વણઝારારે."—એ રાગ.)

માનવીયો મરનારને ન રોશોરે, રોયે લાભ નથી લવલેશ;
ખાલી આંખ ખોશો રે.—એ ટેક.

ધીરજ મનમાંહિ ધારજો, ન૦ રોશોરે, હૈયું કુટીને રોતાં હમેશ; ખા૦ ૧
નરનું ધાર્યું તો થતું નથી, ન૦ એ ધાર્યું ધણીનું થાય; ખા૦
સઘળું બને તે તો સાંખજો, ન૦ એનો એકે નથી રે ઉપાય. ખા૦ ૨
જનમ લીયા જથે જેટલાં, ન૦ નથી સાથે સઉ સોંડનાર; ખા૦
એકે આવ્યા ને એકે જવું, ન૦ નાના મોટાનો નહિં નીરધાર ખા૦ ૩
જન્મ્યાં કે સઉ મરી જાય છે, ન૦ નથી એમાં કશીરે નવાઈ; ખા૦
કાળજું બાળી ન કુટશો, ન૦ ભેળાં થઇને ન કરશો ભવાઈ. ખા૦ ૪
જ્યાં જ્યાં ગમે ત્યાં તમે જુઓ, ન૦ બહુ એવા બનાવ બનેલ; ખા૦
પૂત્ર મુઆ કંઇક પરણીને, ન૦ ગુણવંતા ભણેલ ગણેલ. ખા૦ ૫
મેલી બાળક એક માસનું, ન૦ કંઇક માતાઓ પામી છે મર્ણ; ખા૦
તે જોઇ દુઃખ તમે તજો, ન૦ સમરો ઇશ્વર અશરણશરણ. ખા૦ ૬
**રામ** જેવા ગયા રાજવી, ન૦ ગઈ **સીતા** સમી સતી નાર; ખા૦
કુંવર ગયા શ્રી કૃષ્ણના, ન૦ સ્થિર કોઇ ન ઠર્યું આ ઠાર. ખા૦ ૭
ઇંદ્રપુરીયો ઉજ્જડ થઈ, ન૦ પાકી પૃથ્વીયો પામી વિનાશ; ખા૦
અગણીત પેઢી ગઈ આપણી, ન૦ નથી આપણે રેહેવાની આશ. ખા૦ ૮
કેને સંભારીએ કાળજે, ન૦ વળી કેની વિસારીએ વાત; ખા૦
જન્મ મરણ નદી જળ સદા, ન૦ રહે ચાલતુ દીવસ ને રાત. ખા૦ ૯
હિંમત ધરો હૈયા વિષે, ન૦ આપો બીજાને ધીરજ એમ; ખા૦
રડતા દેખીને બીજા રૂવે, ન૦ માટે કરીએ એવું કહી કેમ. ખા૦ ૧૦
વીતી તે વાત વિસારજો, ન૦ નહિં તો પામશો પીડા પંડ; ખા૦
રાખે હરી તેમ તો રહો, ન૦ એમ આનંદ પામો અખંડ. ખા૦ ૧૧

અજ્ઞાનીની પેઠે આરડી, ન૦ તજો રોવા તણી તુચ્છ ટેવ; ખા૦
રામ કરે તે રૂડું ગણો, ન૦ ભજો દલપત્તરામના દેવ. ખા૦૧૨

## અથ શ્રી શાન્તિનાથ ભગવાનનું સ્તવન.

( રાગ—પાંચ પદી. )

સુખકારીરે પ્રભુ શાન્તિજી, સોલમાં જીનરાય;
સમર્યાં નવ નિધ થાય, પ્રભુના નામથી; પાતિક દૂર પળાય. ૧
અશ્વસેન કુળ દીનમણી, અચીરા પ્રભુજીની માય;
કનકવરણી છે કાય, ધનુષ્ય ચાલીશની; દીઠડે આવેરે દાય. ૨
હસ્થિણાપુરનો રાજીયો, ખટખંડ કેરોરે ઈશ;
જીતી રાગ ને રીશ. સંજમ શુધ્ધો આદર્યો; પાળે વિશ્વારે વીશ. ૩
ઘનઘાંતિયા કર્મ ક્ષય કરી, પામ્યા કેવળજ્ઞાન;
લોકાલોકના જાણ, થયા ત્રીભુવન ધણી; આગમ વચન પ્રમાણ. ૪
અંતરજામી વ્હાલા પ્રભુ. આતમનારે આધાર;
શું કહું વારંવાર, પડયો ભવસિંધુમાં; તારો તારણહાર. ૫
દેવ અનેક દીઠા ઘણા, નહિં કોઈ તુમ તોલ;
કાંકરો કેમ પામે મૂલ, ચિંતામણી આગળે; અંતર ખોલો નિગોળ. ૬
તુમશું બાંધીરે પ્રિતડી, જેમ બપૈયો ને મેહ;
પામે અધિકો સ્નેહ, વિસાર્યા ન વિસરો; પ્રભુ મુજ દેજો મ છેહ. ૭
શરણું લિધું રે સ્વામીનું, તો સરશે મુજ કાજ;
વાધે અધિકી લાજ, પ્રભુના પ્રતાપથી; લહીયે અવીચળ રાજ. ૮
સંવત ઓગણી એકવીશના, ચૈત્ર માસ ઉદાર;
વદ બારશ શનીવાર, ગાયા ગુણ પ્રભુતણા; શ્રી ભુજ નગર મોઝાર. ૯
શિષ્યના શિષ્ય દેવજી સ્વામિના, પભણે ઋષી કરમચંદ;
પ્રભુ નામે આનંદ, નિરંતર માહારે, સમર્યા શાન્તિજીણંદ. ૧૦

# રામ તથા લક્ષ્મણે વનવાસ જતી વખતે સીતાજીને પિયર તરફ જવા કરેલી ભલામણ વિષે ધોળ.

(“ મામેરૂં મોઘા મુલનું ”–એ રાગ.)

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ;
કહે રઘુનાથ, પધારો પિયર ભણી.
નહિં તો અહીં રહો સસરાના રાજ્યમાં, હેતે હળીમળી સાસુ સંગાત;
નહિં તો જોડી હાથ, પધારો પિયર ભણી.—એ ટેક. ૧
અમે વસ્તી નહિં વશીએ વનિતા, અમે કરશું જઇ વનવાસ;
તમે પામો ત્રાસ, પધારો પિયર ભણી.
સાથે રથ કે ઘોડું નહિં રાખીએ, નહિં રાખીયે દાસી કે દાસ;
કોઇ અમ પાસ, પધારો૦ ૨
તમે કોશનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક;
લીંટી ખેંચો નાક, પધારો પિયર ભણી.
અમે વન ફળ ખાઇ ખુશીમાં રહેશું. કોઈ દિવસે તો કેવળ શાક;
વિના લુણ પાક, પધારો૦ ૩
વનમાં નથી મંદિર નથી માળીયા, નથી પોઢવા કાજે પલંગ;
રંગીત નવરંગ, પધારો પિયર ભણી.
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સંથારો તે ખુંચે અંગ;
એમાં શો ઉમંગ, પધારો૦ ૪
વનમાં હીરના ચીર તો નહિં મળે, વનમાં નહિં મળે ફરતા ફુલેલ;
કે તેલ ધુપેલ, પધારો પિયર ભણી.
વનમાં નહિં મળે શાણી સાહેલીયો, કરશો કેસંગ ખાંતથી ખેલ;
ઉમંગ ભરેલ, પધારો૦ ૫
ઉષ્ણ કાળે વાશે ઉંના વાયરા, એવું દેખીને થાશોઉ દાસ;
જ્યારે જેઠ માસ, પધારો પિયર ભણી.
વરસે મેઘ ને ઝબકશે વિજળી, તેવે ટાણે તો તરૂ તળે વાસ;
નહિં છત્ર પાસ, પધારો૦ ૬

વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણાં, ચારે તરફ ફરે બહુ ચોર;
જેનું ઘણું જોર, પધારો પિયર ભણી.
વનમાં વાઘ વરૂ ને વાંદર જેવાં, ઘણાં વિચરે જનાવર ઘોર;
બચે નહિં ઢોર, પધારો૦ ૭
મોટા પર્વત દેખીને માનની, તમે નજરે જોયા નહિં જાય;
દીઠે ખાવા ધાય, પધારો પિયર ભણી.
તમે રાજકન્યા કાયા કોમળી, વનવાસના દુઃખ ન વેઠાય;
કાયા કરમાય, પધારો૦ ૮
ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નીકળ્યા કદી ઘરબાર;
છો નાજુક નાર, પધારો પિયર ભણી.
તમે છોટી ઉમર વર્ષ સોળનાં, નથી સંકટ વેઠયાં લગાર;
તમે કોઇવાર, પધારો૦ ૯
પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવા ઇચ્છેછે માય;
ચોંપે ચિત્ત ચ્હાય, પધારો પિયર ભણી.
રાજા જનકજી તમને ઝંખે ઘણું, તેના સંદેશા આવે સદાય;
તેડાં પાછા જાય. પધારો૦ ૧૦
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહિપાળ;
પુરાવીને થાળ, પધારો પિયરભણી.
અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહે તમારી સંભાળ;
ત્યારે તત્કાળ, પધારો૦ ૧૧
રૂડી મિથીલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિશ્રામ;
છે બાપનું ગામ, પધારો પિયર ભણી.
ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ કહે **દલપત્તરામના** સ્વામ;
કહે **રાજારામ,** પધારો૦ ૧૨

---

# સીતાજીના ઉત્તર વિષે ધોળ.

( રાગ-ઉપર પ્રમાણે. )

એવું સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર સ્વામ સુજાણ;
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી.
જૂદા પડવાની વાત વ્હાલા કહો, તે તો બોલ લાગે તિક્ષણ બાણ;
રઘુકુળ ભાણ, સાથે રાખો સ્નેહથી. એ ટેક. ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહ્યરૂં, તુમથી વેગળી તે પરદેશ;
હું જાણું હમેશ, સાથે રાખો સ્નેહથી.
તમે જોગીનો વેષ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વેષ;
જટા કરૂં કેશ, સાથે૦ ૨
સ્વામિ તુમેરે સુખી તો સુખ માહ્યરે, તમે દુઃખમાં તો દુઃખમારેદેહ;
એમાં શો સંદેહ, સાથે રાખો સ્નેહથી.
જે કોઈ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર બળ્યો ધીક એહ;
મુવા જેવી તેહ, સાથે૦ ૩
સ્વામી તુમ વિના મંદિર ને માળીયાં, ભાસે પરવત મોટાં સમાન;
વસ્તી તો વેરાન, સાથે રાખો સ્નેહથી.
મહા વનમાં ભરી વસ્તી ભાસશે. જ્યારે પામીશ દર્શન દાન,
કૃપાના નિધાન, સાથે૦ ૪
સાસુ સસરા ને માત પિતા સહુ, ભલે જીવો કરો રૂડાં રાજ;
મ્હને મહારાજ, સાથે રાખો સ્નેહથી.
સ્વામિ શું કરૂં ભાઈ ભોજાઈને. સ્વામિ શું કરૂં સૈયર સમાજ;
એનું નથી કાજ સાથે૦ ૫
સાચું સગપણ જગમાં સ્વામિતણું, બીજો સ્વાર્થી સઘળો સંસાર;
કુટુંબ પરીવાર, સાથે રાખો સ્નેહથી.
મારા લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો લોનાર;
છે એક આધાર, સાથે૦ ૬

કાયા પ્રાણ થકી જો જૂદી રહે, તો હું તમથી જૂદી પડું છેક;
જીવું તજી ટેક, સાથે રાખો સ્નેહથી.
જે કોઇ જળથી જુદી પડી માછલી, રાખે દૂધમાં કરી વિવેક;
જીવે પળ એક, સાથે૦ ૭
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજ ને પાટ;
હવેલીના ઠાઠ, સાથે રાખો સ્નેહથી.
મને હીરના ચિર ગમે નહિ, મને ન ગમે ઘરેણાંના ઘાટ;
મટાડો ઉચાટ, સાથે૦ ૮
હું તો તમને દીઠે થાઉં દેખતી, અણદિઠે તો આંધળી ભીંત;
જનમની એ રીત, સાથે રાખો સ્નેહથી.
મેં તો સ્નેહ તોડયો સરવે લોકથી, બાંધી તમ સંગે પૂરણ પ્રીત;
ચોરાયું છે ચિત્ત, સાથે૦ ૯
જમવું જીવન તુમથી જૂદા પડી, હોય વિધવિધના પકવાન;
તે વિષના નીશાન, સાથે રાખો સ્નેહથી
કરીએ ભોજનતુમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન;
તે મેવા સમાન, સાથે૦ ૧૦
પડશે તડકા ને તાપ વૈશાખના, તે તો જાણીશ ચંદ્ર પ્રકાશ;
રહી તુમ પાસ, સાથે રાખો સ્નેહથી.
મુજને મેલી જો પંથે પધારશો, આવી મળવાની ધરશો ન આશ;
નિશ્ચે પામું નાશ, સાથે૦ ૧૧
કહી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થૈને નિરાસ;
કહે લેતી શ્વાસ, સાથે રાખો સ્નેહથી.
દયા કરી દેવ **દલપત્તરામને**, સતી સીતાને દેખી ઉદાસ,
જતાં વનવાસ, સાથે. ૧૨

---

# શીયળ વિષે.

( " મામેરૂં મોઘા મુલનુ "—એ રાગ. )

સુણો સમજુ સકળ નરનારીયો, મોટો શીયળ તણો મહીમાય,
શીયળ પાળો સ્નેહથી.—એ ટેક.
જે કોઈ શીયળ સારી રીતે સાચવે, સરવે સફળ મનોરથ થાય. શી૦ ૧
સોના રૂપાની શોભા ન સમજીએ,શોભા સરસ શીયળ શણગાર.શી૦
જેવાં નકટાંને ભૂષણ નાંખીયા, એવા શીયળ વિના નરનાર. શી૦ ૨
વધે લાજ અધિક ઠીક લોકમાં, પરલોકમાં મુક્તિ પમાય. શી૦
સુખ સંપત્તિ શીયળથી સેવીએ, રીઝે જગદીશ્વર જગરાય. શી૦ ૩
માટે શીયળ સરવ વિધે સાચવો, તજો કામી હરામીનો સંગ.શી૦
જરીએ ડરીએ ન મરણનો ડર ધરી,ભારે ડરીએ શીયળ થતાં ભંગ.શી.૪
તજી લાજ બેઅદબી ન બોલીએ,નહિં ડોલીએ મદ છક માંય. શી૦
નીચી નજરે સરળ ચિત્તે ચાલીએ,હાંસી મશ્કરી કરીએ ન કાંય.શી૦ ૫
ફાટી આંખે ફરે જો કોઇ ફાતડા,તેનું ડાટીએ માટીમાં મુખ. શી૦
તજવી તજવી સોબત નિત્ય તેહની, જેણે લજવી જનેતાની કુખ.શી૦ ૬
ભણવું ગણવું તો તેહનું ધન્ય છે,જેણે કુળને લગાડયો ન ડાઘ. શી૦
ભણીગણીને જે શીયળ ન સાચવે,એના ભણતરમાં ઉઠી આગ. શી૦ ૭
હૈયાફુટા બોલ બોલે હાંસીએ, દેખી ફાંસી ને નાશીએ દુર. શી૦
શીક્ષા સુંદર **દલપત્તરામ**ની, જાણી કામની શીખો જરૂર. શી૦ ૮

# પદ્માવતી રાણીની ચોથી ઢાળ.*

( દોહરા. )

વળી રાણી પદ્માવતી, શરણાં કીધાં ચાર;
સાગારી અણસણ કીયો, જાણપણાંનો સાર. ૧

* પદ્માવતી રાણીની જીવરાશી ક્હ્યા પછી આ ઢાળ કહેવાની છે.

ત્યાંથી આગળ ચાલતાં, દીઠો તાપસ એક;
મનમાં ધીરજ ઉપની, અળગો ટળ્યો ઉદ્વેગ. ૨
તાપસ પુછે કોણ તું, સઘળો કહ્યો સંબંધ;
તાપસને પણ મુળગો, ચેડાશું સંબંધ. ૩
દેઇ તાપસ આશાસના, મ કરીશ દુઃખ લગાર;
એ શંસાર અસાર છે, દુઃખ તણો ભંડાર. ૪
રાણીને જોરે કરી, ખવરાવ્યાં ફળ ફુલ;
સંપ્રેડણુ સાથે ચલ્યો, તાપસ સહસ અમૂલ. ૫
આગળ જઇ ઉભો રહ્યો, આવી ગામની સીમ;
હળ ખેડી ધરતી હવે, મુજ ચાંલણનું નીમ. ૬
સુણ પુત્રી એ દંતપુર, નામે નગર નજીક;
દંતવિક્રમ રાજા ભલો, તું જાજે નિભિક. ૭
એમ કહીને પાછો વળ્યો, તાપસ પર ઉપગાર;
રાણી પણ પદ્માવતી, પોહોંચી નગર મોઝાર. ૮

## ॥ ઢાળ ચોથી. ॥

(રાગ—"કેદારો" અથવા "કાચી કળી અનારકીરેહાં."—એ દેશી.)

હવે રાણી નગરી ગઇરે હાં, પુછંતી ધર્મશાળ; કર્મ વિટંબના.
વિધિશું વાંદી સાધવીરે હાં, બેઠી અબળા બાળ. કર્મ વિ૦ ૧
રોવા લાગી અતી ઘણુંરે હાં, નયણે નીર પ્રવાહ; કર્મ વિ૦
કોણ કોણ કષ્ટ મેં ભોગવ્યાંરે હાં, દુઃખ ધરી મનમાંય. કર્મ વિ૦ ૨
સાધ્વીએ ધર્મ સુણાવીયોરે હાં, એ સંસાર અસાર; કર્મ વિ૦
ધર્મ સામગ્રી દોહિલીરે હાં, કુટુંબ અનંતીવાર. કર્મ વિ૦ ૩
વૈરાગે મન વાળીયુંરે હાં, લીધો સંયમ ભાર; કર્મ વિ૦
દિક્ષાથી બ્હીતી થકીરે હાં, ન કહ્યો ગર્ભ વિચાર. કર્મ વિ૦ ૪
અનુક્રમે વ્રત્ત પાળતાંરે હાં, વાધ્યું મ્હોટું રે પેટ; કર્મ વિ૦
કોઢ પાઢ ગૃહ ખેટનોરે હાં, ન રહે છાનું નેટ. કર્મ વિ૦ ૫

કહે ગુરૂણી બેસી રહો રે હાં, અમે કરશું નીર્વાહ; કર્મ વિ૦
લોક બોક પ્રિછે નહિં રે હાં, જીન શાસન ઉદાહ કર્મ વિ૦ ૬
બેટો જાયો સાધવી રે હાં, છાનો મુકયો મસાણ; કર્મ વિ૦
રતનકંબલ શીર વીંટીયો રે હાં, વળી મુંદરડીસહીનાણ.કર્મ વિ૦ ૭
ત્યાં પણ બાળ મુવોનહિ રે હાં, હે હે પુન્ય પ્રમાણ; કર્મ વિ૦
ચંડાલ દેખી ચમકીયો રે હાં, ઓને દીધો આણ. કર્મ વિ૦ ૮
અપકરણ નામ થાપીયું રે હાં, દિન દિન વાધે તેહ; કર્મ વિ૦
ચંડાલણીશું સાધ્વી રે હાં, માંડે અધિક સ્નેહ. કર્મ વિ૦ ૯
ગુરૂણી પૂછે સાધ્વી રે હાં, ગર્ભ ન દીસે કેણ; કર્મ વિ૦
મેં જાયો મુવો થકો રે હાં, બાહિર પરઠવ્યો તેણ. કર્મ વિ૦ ૧૦
બાળકશું બાળક રમે રે હાં, માગે દ્યો મુજ દંઠ; કર્મ વિ૦
ખાજ ખણાવે હાથશું રે હાં, નામ પડયું કરકંડ, કર્મ વિ૦ ૧૧
સાધ્વી ગાત્ર તપે ઘણું રે હાં, બાળકશું બહુ પ્રેમ, કર્મ વિ૦
બેટો પણ માને મળે રે હાં,મોહ વાધ્યો બહુ એમ. કર્મ વિ૦ ૧૨
મીઠા મેવા સાધ્વી રે હાં, ખાજા લાડુ ખૂર્મ; કર્મ વિ૦
વ્હોરીને દીયે બાળનેરે હાં; ધિઃક ધિઃક મોહનું. કર્મ વિ૦ ૧૩
કરકંડુ મોટો થયો રે હાં, રખવાળો મસાણ; કર્મ વિ૦
કર્મ રૂળાવે જીવને રે હાં, કોઈ ન ચાલે ટાણ. કર્મ વિ૦ ૧૪
ચોથીઢાળ એ મેંકહી રે હાં, રાગ કેદારે ગાય; કર્મ વિ૦
શમયસુંદર કહેકર્મનીરે હાં,મેં ગતી કહી એ ન જાય. કર્મ વિ૦ ૧૫

---

## અદેખા જવાસા વિષે.

( " વાંસલડી વાગી ને રે હું તો જાગી. "—એ રાગ. )

જવાસા શીદને મરે છે સુકાઈ, ભુંડું શું કીધું વરેસાદે ભાઈ;
જવાસા શીદને મરે છે સુકાઇ.—એ ટેક.
ચારે દિશા વર્ષાદની થઈ ચડાઇ, દેખી તેની સર્વ થકી સરસાઈ;
હાંરે ત્હારા ઉરમાં આવી અદેખાઇ. જવાસા૦ ૧

થયાં નવપલ્લવ તરૂવર સરવે, અખીલ જન હરખીયા એને ઉતરવે;
હાંરે તું તો ગંડક બળી મરે ગરવે.　　　　જવાસા૦ ૨
ધાર્યું તેં તોઅભિમાનઅતિઘણું આજે, બીજાની ચડતી દેખીનેતું દાઝે;
હાંરે જાણે ઘન કેમ મુજ શીર ગાજે.　　　　જવાસા૦ ૩
એનો એક વાળ ત્હારાથી ન તુટે, તેનો જસ તારે ખુટાડચે ન ખુટે,
હાંરે ઠાલો શીદને કપાળ તું કૂટે.　　　　જવાસા૦ ૪
એનો જગ કર્ત્તાએ કીધો વધારો, તેથી તે તો સરવને લાગે છે સારો;
હાંરે તું તો તોલ તપાસને તારો.　　　　જવાસા૦ ૫
જોને તે તો સહવનું ઇચ્છે છે સારૂં, નથી ચ્હાતો કોઇનું થવાને નઠારૂં;
હાંરે તેણે શું બગાડયું ભાઇ તારૂં.　　　　જવાસા૦ ૬
એને એકે આળ ચડાવ્યું ન ચડશે, એના સામું ફેંકતા તુજ શીરપડશે;
હાંરે તારી ઇર્ષા તે તુજને નડશે.　　　　જવાસા૦ ૭
જ્યારે તુજ અંગમાં શોષ જણાયો, ત્યારેતું અદેખો ને ભુંડો ભણાયો;
હાંરે તું તો હલકો હઠીલો ગણાયો.　　　　જવાસા૦ ૮
તુંતોજાણે માન હું મેળવું મોટું, તે તો બીજા લોકોના ચિત્તમાં ચોટયું;
હાંરે ખેંચી લેતાં તો મળવાનું ખોટું,　　　　જવાસા૦ ૯
હજી થાને ગંભીર તજ હલકાઈ, અલ્પ ગુણ મળતાં ન જવું છલકાઈ;
હાંરે ભલું થાશે તેથી તારૂં ભાઈ.　　　　જવાસા૦ ૧૦
થયાં સૌ પ્રફુલીત તેવો તું થાને, સરસ ગુણ વરસાદના ગણી ગાને;
હાંરે મીત્રતાથી હળી મળી જાને.　　　　જવાસા૦ ૧૧
કહ્યા આ તો કથન તારે શુભ કામે, દેખી તારૂં દુઃખદિલધારી દયામે;
હાંરે રૂડી રીતથી દલપત્તરામે　　　　જવાસા૦ ૧૨

---

## अथ श्री उपदेशी सज्झाय.

---

( રાગ-ગરબાનો. )

શુભ જ્ઞાન રસીલી રૂડી દેશના રે લોલ;
ભાંખે સ્વામિ સુક્ષ્મ ગુણધાર જો;

ખોયો કાળ અનંત ભવ રાસમાં રે લોલ,
પ્રાણી જોને તું મન વિચાર જો. શુભ જ્ઞાન૦ ૧
એક સોય અગર અવિકાશમાં રે લોલ,
ત્યાં શરીર અસંખ્ય નીગોદ જો;
જીવ અનંત કહ્યા જીન વીરજી રે લોલ,
પ્રાણી તીહાં આદ વિનોદ જો, શુભ જ્ઞાન૦ ૨
કોઈ દિન સુરપતિ નરપતિ તું થયો રે લોલ,
પામ્યો હય ગય રાજ્ય ઉદાર જો;
કોઇ દિન રોયો એકીલો તું રાનમાં રે લોલ,
એમ ભટકયો ચૈતન નિરાધાર જો. શુભ જ્ઞાન૦ ૩
વરજી નીજ ગુણુ મોહની છાકમાં રે લોલ.
પડયો અશુભ તણો પડછાય જો;
દેખી શ્વાન ભસે નીજ રૂપનેરે લોલ,
પડયુ કાચ તણા ઘરમાંય જો. શુભ જ્ઞાન૦ ૪
ભમ્યો ચૌગતી ભાવ ચોગાનમાં રે લોલ,
પામ્યો ઉત્તમ એ નર દેહ જો;
ટાળે પાતીક જો ક્ષીણુ આદરે રે લોલ,
ચરણુ ધર્મ તણાં ગુણુ એહ જો. શુભ જ્ઞાન૦ ૫
ભરી સુમતી સરોવર નીરશું રે લોલ,
કરો ઉજ્વળ નીજ ગુણુ ચંદ જો;
કહે હીર મુનિ ભવ તારણો રે લોલ,
એમ ભાખ્યાં ઉપદેશ જીણંદ જો. શુભ જ્ઞાન૦ ૬

---

## પ્રથમ પોતાનું સંભાળવા વિષે.

( દોહરા. )

પોતાનું ઘર પ્રજળે, તે તો પીડા ટાળ;
પરની તારે શી પડી, તું તારૂં સંભાળ; ૧

વખત જશે વહી વાતમાં, કાળ ઝડપશે કાલ;
ચતુર હોય તો ચેતીને તું તારૂં સંભાળ. ૨
જળ લઇ જોઈએ તેટલું, ગરણું લઈને ગાળ;
નદી તળાવ ગળાય નહિં, તું તારૂં સંભાળ. ૩
તુજ ઘર પર પાણી પડે, પરઠવ ત્યાં પરનાળ;
નભ સઘળું ઢંકાય નહિ, તું તારૂં સંભાળ. ૪
પગે પગરખા પહેરીને, તાપ તપે તો ચાલ;
મેદની બધી મઢાય નહિં, તું તારૂં સંભાળ. ૫
પેખી જો તુજ પગ વિષે, ઝાઝી લાગી ઝાળ;
શું બીજાને શીર જુવે, તું તારૂં સંભાળ. ૬
જલાય પાપ ન જગતનું, તારૂં પાપ પ્રજાળ;
બીજાને પછી બોધ કર, તું તારૂં સંભાળ. ૭
જળ તુજ ઘરથી વહી જવા, ખોદ પ્રથમથી ખાય;
વળતી બીજી વાત કર, તું તારૂં સંભાળ. ૮
પ્રથમ પેખ ઘરને પછી, જો આકાશ પાતાળ;
પાર ન આવે પર તણો, તું તારૂં સંભાળ. ૯
કર તું તારા બાગને, પાણી પેહેલી પાળ;
કરશે તો કરશે બીજા, તું તારૂં સંભાળ. ૧૦
પેખી ચળગત પારકી, અમથો અંતર બાળ;
કરશે તે ફલ પામશે, તું તારૂં સંભાળ. ૧૧
પાપ ન પેખીશ પારકું, નિજ ગુણ દોષ નિહાળ;
દુનિયામાં દલપત્ત કહે, તું તારૂં સંભાળ. ૧૨

## श्री ऋषभदेवनुं स्तवन.

( " કર પડીકમણું ભાવશું "–એ દેશી. )

જગજીવન જગ વાલ હો, મરૂદેવીનો નંદ લાલ રે;
મુખ દીઠે સુખ ઉપજે, દરશણે અતિહી આનંદ લાલ રે, જગ૦ ૧

આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશી સમ ભાળ લાલ રે;
વદન તે શારદ ચંદલો; વાણી અતિ રસાળ લાલ રે. જગ૦ ૨
લક્ષણ અંગે બિરાજતા, અષ્ટને સહસ ઉદાર લાલ રે;
રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલ રે. જગ૦ ૩
ઈંદ્ર ચંદ્ર રવી ગીરી તણાં, ગુણ લઈ ઘડીયું અંગ લાલ રે;
ભાગ્યકિહાં થકીઆવીયું, અચરીજ એહ ઉત્તંગ લાલ રે. જગ૦ ૪
ગુણ સઘળા અંગે કર્યાં, દૂર કર્યાં સવિ દોષ લાલ રે.
વાચક જશ વિજય સુણ્યો, દેજો સુખનો પોષ લાલ રે. જગ૦ ૫

## श्री बाहु जीन स्तवन.

સાહેબ બાહુ જીનેશ્વર વિનવું, વિનતડી અવધાર હો;
સાહેબ ભવ ભયથી હું ઉભગો, હવે ભવ પાર ઉતાર હો. ૧
સાહેબ તુમ સરીખા મુજ શીર છતે, કર્મ કરે કેમ જોર હો;
સાહેબ ભુજંગ તણો ભય ત્યાં નહિ, જે વન વિચરે મોર હો. ૨
સાહેબ જીહાં રવિ તેજે જળહળે, તિહાં કેમ રહે અંધકાર હો;
સાહેબ કેશરી જીહાં ક્રીડા કરે, તિહાં નહિં ગજ પરીચાર હો. ૩
સાહેબ તિમ જો તુમે મુજ મન રમો, તો નાશે દૂરીત સંભાર હો;
સાહેબ વચ્છ વિજય સુસીમાપુરી, રાય સુગ્રીવ મલાર હો. ૪
સાહેબ હરીણ લંછન એમ મેં સ્તવ્યો, મોહની રાણીનો કંઠ હો;
સાહેબ વિજયાનંદન મુજ દીયો, જસ કહે સુખ અનંત હો. ૫

## द्रौपदी अने नारदनी सज्झाय.

("રાયજી અમને હિંદું આણા કે રાય ગરાશીયારે લોલ"–એદેશી

આવ્યા નારદ મુનિ તેણીવાર કે, પાંડવ પાંચ ઘરે રે લોલ,
ઉઠી મળીયા યુધીષ્ટિર રાય કે, ભીમ હરખ ધરે રે લોલ;

અર્જુન નકુળ બે જોડી હાથ કે, નમન ભલે કરે રે લોલ,
સહદેવ તીમ વળી લાગે પાય કે, પધારો મુખ ઉચરે રે લોલ. ૧
માંહિ બેઠા કુંતા માત કે, દ્રૌપદી પરીવારશું રે લોલ,
તિહાં ગયા નારદ દેખી સભા સહુ, ઉઠી હરખશું રે લોલ;
દ્રૌપદી ઉઠી નહિં રે લગાર કે, નવી પુજા કરી રે લોલ,
રોષે ભર્યો નારદ મનમાંહિ કે, બોલે રીશ ધરી રે લોલ. ૨
દ્રૌપદી પાંચ પાંડવની નાર કે, મુજને કીમ ન નમે રે લોલ,
એને સંકટમાંહિ નાંખુ તો, મારૂં મન ગમે રે લોલ;
ચિંતવી ચાલ્યો જાય આકાશ કે, ઘાત્તકી ખંડમાં રે લોલ,
જીહાં છે પદમોત્તર વળી રાય કે, ઓચોના ઝુંડમાં રે લોલ. ૩
બોલ્યો નારદ સુણુ પદમોત્તર, મુજ એક વાતડી રે લોલ,
સુણી તીહાં પદમોત્તર વળી રાય કે, દેવ આરાધીયો રે લોલ,
દેવ પાસે તેડાવી નાર કે, નેહ જગાવીયો રે લોલ. ૪
દ્રૌપદી તાહરે કારણ મેંચ કે, કઠોર દુઃખ સહ્યો રે લોલ,
ચોથે દહાડે તુજ મુખ કમળનું, દરશન મેં લહ્યો રે લોલ;
પુન્ય પામ્યો તાહરો જોગ કે, વાંચ્છીત સુખ વિલસીયે રે લોલ,
સુ નજરે જુઓ સાહામું નારી કે, દરશન દીજીયે રે લોલ. ૫
બોલી તિહાં દ્રૌપદી નામે નારી કે, બંધવ રહે વેગળો રે લોલ;
મારે વ્રત છે મોટો છ માસ કે, શીયળ પાળું નીરમળો રે લોલ;
બોલ્યાનું નહિ હમણા કામ કે, સહી પછે જે હુંસે રે લોલ,
એમ કહી વનિતા તીહાં રહી વાસ કે, વળતુંઇહાંશ્યું હુવો રે લોલ૦ ૬
ઉંઘથી જાગ્યો યુધીષ્ટિર રાય કે, અરહુંપરહું જુવે રે લોલ,
રાતની રાતમાં કીહાં ગઈ નાર કે, થાકીને સુઈ રહ્યો રે લોલ;
પ્રભાતે ઉઠી યુધીષ્ટિર રાય કે, સહુ ગામ ઢંઢોળીયો રે લોલ,
કેણે દીઠી સુણી હોય દ્રૌપદી નારી કે, પડહોવજડાવીયો રે લોલ૦ ૭
ન મળી વનિતા તેહ લગાર કે, નગરી ને દેશમાં રે લોલ,
તે વારે કુંતા ગઈ જદુનાથને, કહ્યું સુખ વેશમાં રે લોલ;

દીકરા દ્રૌપદી લેઇ ગયો કોઇ કે, વેરી દેવતા રે લોલ,
અમને ન મળી ત્રીખંડ કે, શુદ્ધ કરી ઘો સુતા રે લોલ. ૮
નારાયણે તિહાં દીધો કોલ કે, બોલ છે માહરો રે લોલ,
દ્રૌપદી દઉ તુમ હાથોહાથ કે, ભત્રીજો તાહરો રે લોલ;
એમ કહી ખબર કરાવી ત્રીખંડ કે, થઈ નહિં તે છતી રે લોલ,
એહવે આવ્યો નારદ તેણે કે, પ્રગટ કરી સતી રે લોલ. ૯
પાંડવ પાંચ ને જદુપતિ નાથ કે, પહોંચ્યા કંકાપુરી રે લોલ,
જીત્યો તિહાં પદમોત્તર વળી રાય કે, દ્રૌપદી વારી હરી રે લોલ;
વાજ્યો તિહાં જીતનો શંખ વાજીંત્ર કે, પહોંચ્યા સર્વે ઘરે રે લોલ,
મંગળ થાય શીયળ પ્રભાવે કે, ઘરઘર ગુડી ઉછળે રે લોલ. ૧૦
દ્રૌપદીએ પાળ્યું નીર્મળ શીળ કે, લીલ પામી ઘણું રે લોલ,
આયુ પાળી પહોંચી બ્રહ્મલોક કે, આગમ વચન સુણી રે લોલ;
પોરબંદરમાં રહી ચોમાસ કે, સતી ગુણ વર્ણવ્યા રે લોલ,
મુનિ મયાચંદને શ્રાવકે સહુ કે, ભલે ભાવે વિનવ્યા રે લોલ. ૧૧

## उपदेशी सज्झाय.

( "રાગ પરજીયો." )

જ્ઞાન સુધા રસ પીજીયે, જબ લગે ઘટમાં પ્રાણ;
આ જુગ જુઠો જાણજો, જાણો સ્વપ્ન વીલાસ. જ્ઞાન૦ ૧
અમૃત પીતાં ના કીજીયે રે, કાંઇ આળસ અંગ;
ઓચિંતાનો આવી મળે, કાળ રૂપી ભોરંગ. જ્ઞાન૦ ૨
લખ ચોરાશી યોનીમાં રે, ધર્યાં બહુ અવતાર;
દુર્લભ દેહી માનવની; પામ્યાં મનુષ્યાવતાર. જ્ઞાન૦ ૩
ફરી ફરીને નહિં મળે રે, આ અવસર સાર;
ઝબકે શું મોતી પરોવી લ્યો, પછી ઘોર અંધાર. જ્ઞાન૦ ૪
જેવાં તે ઝાકળ ઝાંઝવા રે, જળ બીંદુ ને વીજ;
એવાં આ દેહીના રૂપ છે, આતમ કારજ સાધ્ય. જ્ઞાન૦ ૫

મહા પદારથ પામીયો રે, મ કરે પ્રમાદ;
આ અવસર ફરી નહિં મળે, છાંડ કુડો એ પંથ. જ્ઞાન૦ ૬
માયા તે મીઠી વેલડી રે, નારી ને પરીવાર;
તેમાં તે મન ખુંચી રહ્યું, તો જાય નરક દુવાર. જ્ઞાન૦ ૭
મુરખ નથી વિચારતો રે, ક્ષીણ લાખેણી જાય;
દસ દ્રષ્ટાંતે દોહીલો, મનુષ્યપણું કયાંથી પમાય. જ્ઞાન૦ ૮
જીવ જાતાં ચાલ્યો એકલો રે, શરણું કોઈ ન થાય;
અનંતી ઋદ્ધીનો ધણી આતમા રે, કર્મે નિર્ધન નિર્બળ થાય.જ્ઞાન૦ ૯
જળે ન ભેદાય આતંમા રે, નહિં શસ્ત્રે છેદાય;
અગ્નિ દહે નહિં આત્મા, હાં રે નહિં બાંધ્યો બંધાય.જ્ઞાન૦૧૦
સુખ અનંતા સિદ્ધનાં રે, કર્મ ટાળે પમાય;
ચેત જીવ ગમાર તું, ઘણું ઘણું શું કહેવાય. જ્ઞાન૦ ૧૧



# नेम राजुलना नव भवनी सज्झाय.



રાણી રાજુલ કરજોડી કહે, તમે જાદવ કુળ શણગારો મારા વાલા,
આઠે ભવની પ્રીતડી, પ્રભુ મત મેલો વીસારી મારા વાલા;
હું વારી જીનવર નેમને, એક વીનતડી અવધારો મારા વાલા. એ ટેક.૧
સુરતરૂ સરખો તાહરો, પ્રભુ નિતનિત નીરખું દેદાર મારા વાલા. હું૦૨
પહેલો તે ભવ ધનવંતીનો, તમે ધન્નો નામે ભરથાર મારા વાલા;
મને વેવીશાળ મેળવતાં, છાંનો મોકલ્યો મોતીનો હાર મારા વાલા.હું૦૩
ચારિત્ર લેઇયે સુધરમાં, એ તો દેવતણો અવતાર મારા વાલા;
ક્ષણ એક વીરહ ખમતા નહિં, ત્યાં આગળ ધરતા પ્રાણ મારા વાલા.હું૦૪
ત્રીજે ભવ વીદ્યાધરનો, તમે ચીત્રાગઢ રાજકુમાર મારા વાલા;
ભોગવી પદવી ભુપતિ, હું તો રતનવંતિ તુજ નાર મારા વાલા. હું૦૫
સાધુનાં મહાવ્રત પાળીયે,તમો પામ્યાજી રિદ્ધિ અપાર મારા વાલા;
માહેંદ્ર સુરલોકમાં, એ ચોથો ભવ વિચાર મારા વાલા. હું૦૬

પાંચમો ભવ અતિ દીપતો, એતો નર અપરાજીત શાર મારા વાલા;
પ્રીતવંતી હું તાહરી, હું તો હતી હૈયાનો હાર મારા વાલા. હું૦ ૭
ગ્રહી ચારિત્ર હરખે ભરી, હવે છઠ્ઠો ભવ ઉદાર મારા વાલા;
આરણ દેવલોકે બે જણાં, સુખ વીલસ્યાં શ્રીકાર મારા વાલા. હું૦ ૮
સંખરાજાનો ભવ સાતમો, હું તો જસોમતિ પ્રાણ આધાર મારા વાલા;
વીસ સ્થાનક ફરસ્યાં તિહાં, તિહાં વર્ત્યો જયજયકારમારા વાલા.હું૦ ૯
આઠમો ભવ અપરાજીત, કાંઈ વરસે જાય બત્રીસ હજાર મારા વાલા;
ઈચ્છા તે ઉપજે આહારની, એ તો પુર્વ ભવ પુન્ય પ્રકાશમારાવાલા.હું૦૧૦
હરીવંશ માંહે ઉપના, તોરી શીવાદેવી માત મલાય મારા વાલા;
નવમે તે ભવ કયાં પરીહરો, કાંઈ રાખોજી લોક વહેવાર મારાવાલા.હું૦ ૧૧
એવું સુંણીને સંબંધ પાછલા, નેમજી ભણ્યા બ્રહ્મ આચાર્ય મારા વાલા;
તમને સાથે તેડવા, હું આવ્યો સસરા દુવાર મારા વાલા. હું૦ ૧૨
એવું સુંણી રાજેમતિ, ગયાં તે પીઉજીની લાહાર મારા વાલા;
નિશ્ચેકરએનાસાહેબા,રૂડો સ્નેહ પાળો મુક્તિ મોઝાર મારા વાલા,હું૦૧૩
ધન્ય ધન્ય તે જીન બાવીસમાં, જેણે તારી પોતાની નાર મારા વાલા;
ધન્ય ઉગરસેનની નંદીને, એ તો સતીયો માંહે શીરદારમારાવાલા,હું૦૧૪
સંસાર છોડી સંયમ આદર્યો, કર્મ ખપાવી કેવળ પામીયા મારા વાલા;
પહોંચ્યા છે મુક્તિમાંય, વર્ત્યો છે જયજયકાર મારા વાલા. હું૦ ૧૫

# માનની સજ્ઝાય.

માન ન કીજે રે માનવી, માને જ્ઞાન વિનાશ
ધ્યાન ન પામે ધરમનો, મરી મરી દુર્ગતિ જાય. માન૦ ૧
જે નર મહેલે રે પોઢતાં, કરતાં હાસ વિલાસ;
તે નર મરી રે માટી થયા, ઉપર ઉગ્યાં છે ઘાસ. માન૦ ૨
જે નર કસી કમ્મર બાંધતાં, શાલુ કસબી રે પાઘ;
તે નર રણ અટવી પડયાં, ચાંચો મારે રે કાગ. માન૦ ૩
ચોસઠ સહસ અંતેઉરી, પાયદલ છન્નુ રે કોડ;
તે નર અંતે રે એકલા, સુતા ચીવર ઓઢ. માન૦ ૪

જે નર છત્તર ધરાવતાં, છાંટતાં ગેહેરી સુગંધ;
તે નર પડીયા રે અરણ્યમાં, કાયા કાજળ વાણ. માન૦ ૫
જે નર દીવો જોઈ પોઢતાં, કામની કંઠ લગાય;
તે નર રણ અટવી પડયા, ઝબકા લે રે સંસાર; માન૦ ૬
જે નર ચુવા ચંદન ચરચતાં, મુખ વાવરતાં રે પાન;
તે નર પડીયા રે કાઠમાં, પડે છે ધડાધડ ડાંગ. માન૦ ૭
જે નર હસી હસી બોલતાં, ખેલતાં ચોપટ દાવ;
તે નર મરી માટી થયા, હાંડી ઘડે રે કુંભાર. માન૦ ૮
જે નર પટ પીતાંબર પહેરતાં, કંઠે મુક્તાફલ હાર;
તે નર નાગા રે પધારીયા, જો જો એ રે સંસાર. માન૦ ૯
જે નર હોડાહોડે ચાલતાં, નીરખતાં છાંયા અપાર;
તે નર પહેલેપહોરેચાલતાં,બીજે પહોરે બાળી જાળી રાખ. માન૦ ૧૦
જાદવ સરખા રે વહી ગયાં, જો જો રે કૃષ્ણ નરેંદ્ર;
વન કોસંબીમાં એકલા, હણીયા બાણશું જાણ. માન૦ ૧૧
ભરતચક્રી સરખા જે થયા; જો જો ઋદ્ધી વિસ્તાર;
અરીસા ભુવનમાંહિ એકલા, ઉપન્યો કેવલજ્ઞાન, માન૦ ૧૨
મૃગાપુત્ર સરીખા જે હુઆ; જો જો ઋદ્ધી અપાર;
નાટક પડાવી ઉતર્યા, અનુમતિ માગે રે માય. માન૦ ૧૩
પડદે રહેતી પદમણી, નિત નિત નવલા શણગાર;
અશુભના દળ આવીયાં, ઘરઘરની રે પાનીહાર. માન૦ ૧૪

---

## खंधककुमारनी सज्झाय.

---

( 'મૃગાપુત્ર'ની અથવા 'ક્ષીણ લાખેણી રે જાય '—એ દેશી. )
શ્રી શ્રીમંદીર પાય નમી જી, માગું એક પસાય,
ખંધકકુમાર ગુણ ગાવતાં જી, મારે હઈડે હરખ અપાર;
મુનિવર જુઓ ભગવંતનું રે જ્ઞાન. ( એ ટેક. ) ૧
સાવથીંનગરી સોહામણી જી, કનકકેતુ તિહાં રાય;
ખંધકકુમાર સોભાગીયો જી, મલીકુંવરી તેની માંય, મુનિ૦ ૨

વન જાય મુનિવર વાંદવા જી, વચન સુણી વૈરાગ;
માત પિતાને એમ કહે જી, લેશું સંયમ ભાર. મુનિ૦ ૩

માત પિતા વળતા ઇમ કહે જી, તું નાનડીઉ રે બાળ;
ચારિત્ર છે વત્સ દોહીલો જી, જેસી ખાંડાની ધાર. મુનિ૦ ૪

પંચમહાવ્રત પાળવા જી, પંચે મેરૂ સમાન;
દોષ બેંતાલીસ ટાળવા જી, લેવો સુઝતો આહાર. મુનિ૦ ૫

મોહ દાવાનળ પ્રજળે જી, હઇડે ઉઠી રે ઝાળ;
મ્હારો કુંવર છે નાનડો જી, રખે દુહવ્યો સુકુમાળ. મુનિ૦ ૬

રાય રાણીને વિનવે જી, રાણી કરોને વિચાર;
પાંચશે જણ વર્તી કરો જી, મેલો કુમારની સાથ. મુનિ૦ ૭

પાંચ સુમતિ તીન ગુપતશું જી, મુનિવર કરે રે વિહાર;
નગરી કુંતિ આવીયા જી, જન મન હરખ અપાર. મુનિ૦ ૮

નગરી તો બનેવી તણી જી, ડર નહિં એક લગાર;
નફર તો કામે ગયા જી, એકલા રહ્યા સાધ. મુનિ૦ ૯

વહેરણ વેળા પાંગર્યા જી, નગરી કીયો રે પ્રવેશ;
શીર દાઝે પાય બળે જી, મમતા નહિ લવલેશ મુનિ૦ ૧૦

રાય રાણી સોગઠે રમે રે, દ્રષ્ટે દીઠો રે સાધ;
મુજ બંધવ ઇમહીજ હતા જી, નયણ વછુટા નીર. મુનિ૦ ૧૧

રાય રાણીને નીરખતાં જી, રાય મન હુઓ રે વીખવાદ;
રાયના જન હંકારીયા જી, જતીનો કરો પરીહાર. મુનિ૦ ૧૨

રાયના જણ સાથે થયા જી, જતીની સાહી રે બાંહ્ય;
અમને રાય આદેશીયો જી, બંધન દીધા રે સાધ. મુનિ૦ ૧૩

ધીરજ તો સાધુ કરે જી, ન લીયે આપણો રે નામ;
સમતા ભાવે ચાલીયા જી, લેતાં ભગવંતનું નામ. મુનિ૦ ૧૪

મસાણ ભૂમિકા લેઈ ચાલ્યા જી, કોપ ચડયો તેણીવાર;
ત્વચા ઉતારી દેહની જી, ના આણ્યો રોષ લગાર. મુનિ૦ ૧૫

પરિસ્સાહ તો સાધુ સહે જી; અંતગડ કેવળી રે હોય;
આઠ કર્મનો ક્ષય કરી જી, પહોંચ્યા મુક્તિ સોય. મુનિ૦ ૧૬

ઝાડે પંખી મુઝીયા જી, રોયા રોઝ શીયાળ;
ત્વચા ઉતારી જીવતાં જી, તે રાણીનો વીર. મુનિ૦ ૧૭
હાહાકાર નગરી હુઈ જી, જોવા મળીયાં રે લોક;
રાય રાણી જોવા મળ્યાં જી, મળીયાં રાણો રાણુ. મુનિ૦ ૧૮
નજર તો ચોદીશે જોઇ જી, ના દેખે મુનિના રે પાય;
ક્યાંય તો દીસે નહિ જી, હઈડો મ્હારો ભરાય. મુનિ૦ ૧૯
હવે આમણ દુમણ નીકળ્યા જી, ચેડી પુછે રે વાત;
કીહાંથી આવ્યા કીહાં જશો જી, કુણ તણા રજપુત, મુનિ૦ ૨૦
સાવર્થીનગરી અમે વસી જી, કનકકેતુ તિહાં રાય;
ખંધકકુમાર સંયમ લીયો જી, તેહની ચોકી થાય. મુનિ૦ ૨૧
વચન સુણી ચેડી તણાં જી, હઈડે ઉઠી રે ઝાળ;
હા હા મેં એ શું કર્યું જી, હણીયો નાનડીયો બાળ. મુનિ૦ ૨૨
પરિસ્સાહ તો સાધુ સહે જી, અવરે સહ્યા નહિ જાય;
આઠ કરમનો ક્ષય કરી જી, પામ્યાં સુખ અનંત. મુનિ૦ ૨૩
રાય રાણીને વિનવે જી, રાણી કરો રે વિચાર;
બંધવના દુઃખ દોહીલા જી, લેશું સંયમ ભાર. મુનિ૦ ૨૪
મણી માણેક ને મોતી જી, છોડયો રયણ ભંડાર;
મમતા મુકી રાજની જી, લેશું સંયમ ભાર મુનિ૦ ૨૫
મમતા મુકી રાજની જી, છોડયો સઘળો રે સાથ;
રાય રાણી સંયમ લીયો જી, પાંચસોને પરિવાર. મુનિ૦ ૨૬
કેવળજ્ઞાની સમોસર્યાં જી, પ્રશ્ન પુછે રે રાય;
આગે હતાં કે નવાં બાંધીયાજી, તે ભાંખ્યો ઋષીરાય. મુનિ૦ ૨૭
ઘણે કાળે બાંધ્યા હુતા જી, જે નથી હુયો રે ક્ષય;
સુરપણે પરિસ્સાહ સહ્યા જી, પહોંચ્યા મુક્તિ મોઝાર. મુનિ૦ ૨૮
વચન સુણી કે વળી તણાં જી, અધિકો હુઓ વૈરાગ;
આઠ કરમનો ક્ષય કરી જી, પહોંચ્યા મુક્તિ મોઝાર. મુનિ૦ ૨૯
કરજોડી કવીયણ ભણેજી, સુણજો ભવીયણ લોક;
કર્મતણાં બંધ મત કરો જી, જાઓ શીવપુર લોક. મુનિ૦ ૩૦

# રાજેમતી અને નેમનાથની સજ્ઝાય.

નેમ જીનેશર કેશર ભીનેવેશ,(૨) રાજેમતી રાણીને તજ્યારે.માણારાજ.

પુરવ ભવની પ્રીતલડી સંભાળ રે, કાંઈ પ્રીતલડી સંભાળ;
નઠોર ન થઈયે નાહલા રે. માણા૦ ૧

જાદવરાય તાહરી જાન જોયાની હોંશ રે, કાંઈ જાન જોયાની હોંશ;
તોરણથી કેમ પાછા વળ્યા રે. માણા૦ ૨

રાજુલ ચાલ્યા પીયુજીની પાસ રે, કાંઈ પીયુજીની પાસ;
વાટમાં વરસ્યા મેહુલા રે. માણા૦ ૩

ભીંજાય ભીંજાય ચુંદડીયો ને ચીર રે, કાંઈ ચુંદડીયો ને ચીર;
ભીંજાય કોરા કંચુવા રે. માણા૦ ૪

રાજુલ પેઠાં ગીરી ગુફાની માંહી રે, કાંઈ ગીરી ગુફાની માંહિ;
ઉતાર્યાં ભીના વેશવા રે. માણા૦ ૫

સુકવ્યાં કાંઇ ચુંદડીયો ને ચીર રે, કાંઇ ચુંદડીયો ને ચીર;
સુકવ્યાં કોરાં કંચવા રે. માણા૦ ૬

દીઠાં દીઠાં રાણીજીનાં રૂપ રે, કાંઈ રાણીજીનાં રૂપ;
કાઉસગ્ગથી રહનેમી ડગ્યા રે. માણા૦ ૭

પદમણી કાંઈ પુરૂ મનની આશ રે, કાંઈ પુરૂ મનની આશ;
રમીને મન રીઝવું રે. માણા૦ ૮

જમ્યાં જમ્યાં ભાત રસાળ રે, કાંઇ ભાત રસાળ;
વમેલો વાંછે ભુંડલો રે. માણા૦ ૯

દીયરજી તુમ દુષ્ટ વચન સંભાળ રે, કાંઈ દુષ્ટ વચન સંભાળ;
આશા ન કરસો અમ તણી રે. માણા૦ ૧૦

એ રે સતીનાં જે ગુણ ગાશે રે, કાંઈ જે ગુણ ગાશે;
મનવંછીત આશા તો ફળે રે. માણા૦ ૧૧

# परनारीनी प्रीत तजवा विषे सज्झाय.

( દેશી—'લલના' ની. )

પરનારીની રે પ્રીત, ભવોભવ છંડીયે, લલના.
શીયળ અમુલક રત્ન, જતન કરી રાખીયે; લલના.
ખરચે સોનાની કોડો, રતન હીરા ઘણા, લલના.
તોયે ન છુટે રે પાપ, એ પરનારી તણાં. લલના. ૧
પરણ્યો પંચની શાખ, તો તે નારી ભલી, લલના.
જો હોય પોતાની નાર, તોય આખર છંડીયે; લલના.
શીયળ અમુલક રત્ન, જતન કરી રાખીયે, લલના.
જે નર ઘોડે સ્વાર, તો પાળા દોડી વળ્યાં. લભના. ૨
જે નર હોય ચતુર, તો તે નર ચેતી રહ્યાં, લલના.
જે નર હોય મુંઢ ગમાર, તો તે નર લપટાઇ રહ્યાં; લલના.
અખડ બખડની વાતો, વસે રે ખંડખંડમાં, લલના.
ખાસી અંધારી રાત, ઝબુકે વીજળી. લલના. ૩
ઝરમર વરસે છે મેહ, રાજુલ ભીંજાય ચુંદડી, લલના.
સરખી સહીયરોની ટોળીમાં, રાજુલ બેઠાં માળીયે; લલના.
ફરકે છે જમણેરૂં અંગ, જાદવ પાછા વળ્યા, લલના.
ઘેલી બની ઘેલું શું બોલો, જાદવ પાછા નહિ વળે. લલના. ૪
જેસું બંધાણી છે પ્રીત કે, ટાળી નાહ તુટે, લલના.
દુધ સીંચાવોને લીંબ કે, કડવાસ નહિ મટે; લલના.
જેણે ખાધા વછનાગ કે, ઝેરથી નહિ મરે, લલના.
જેણે ઓળંગ્યા સાપ કે, વીંછીંથી નહિ ડરે. લલના. ૫
ઝેર સીંચાવો દ્રાક્ષ કે, મીઠાસ નહિ મટે, લલના.
એક મોતી ને બીજું મન કે, ભાગ્યું નહિં ભળે; લલના.
જેના પડયાં રે સ્વભાવ કે, ટાળ્યાં નહિં ટળે, લલના.
**હીરવિજયની** જોડ તો, સઘળી પુરી થઈ. લલના. ૬

# कायाये जीवप्रत्ये करेली विनंति विषे सज्झाय.

એકલડી મત મેલો, જીયા જી માને એકલડી મતી મેલો. એ ટેક.
સેજ બીછાય પલંગ પર સુતી, અબ ધરતીયે મતી મેલો;
ઝાઝા જતન કરાવું મહારા પ્રભુ જી, માહરે મંદીરીયે ખેલો. જી૦ ૧
જીવ કહે રે સુણ કાયા રે ભોળી, થારો મારો ન્યારો [1]ગેલો;
હમ પરદેશી ઉઠકર જાસી, મહારો રહેણો બને નહિં ભેળો. જી૦ ૨
લાખ ચોરાશીમાં ભમતાં ભમતાં, પ્રીત કરી ઘણી વેળા;
આપ ઘર એ શી રીત બની હે, અંતે થારો માહરો રેહેણો એકીલો. જી૦ ૩
ખાઈ ખાઇ લોહી માંસ વધાર્યો, દ્રવ્ય કુટુંબ કરી ભેળો;
સજ્જન ધન અંતે કામ નહિં આવે, મ્હારો શ્વાસ ગયો જબ છેલ્લો. જી૦ ૪
દયા વીહુણા મુને લોક ઉઠાવે, જંગલ લગે દેવે જેરો;
તુજ વીના મુને માટીમાં મીલાવે, હાયહાય પાડું [2]હેલો. જી૦ ૫

# चेतनने समजनी सज्झाय.

( " સહુકો સુણજો રે કરમ સમો નહિં કોઈ. "—એ દેશી. )

ચેતન ચેતજો રે એ કાળ ન મેલે કેડો,
સંબલ સીધર સાથે લેજો, કીનાસ વસે છે નેડો. ચેતન૦ ૧
છાયા મીશ કરીયે નિત્યે, છળગ વેશે છાનો;
ઓચિંતો એ પકડી જાશે, કાંઈક ચડાવી બાનો. ચેતન૦ ૨
તનું રૂખ એ જીવ બટેરો, ઈચ્છારામે રમતો;
ક્રુર વિનાશ એ સમળી પેરે, લેઈ જાશે ભમતો. ચેતન૦ ૩
બાળા બુઢ્ઢા ગર્ભે હુતા, જોબન વય લેઈ જાવે;
કાચાં પાકાં સઘળાં બેંડાં, એહને દયા ન આવે. ચેતન૦ ૪

[1] રસ્તો. [2] બુમ.

તું જાણે પરવારી જઇશું, લોચા સઘળા ધોઇ;
હાંહાં કરતાં લેઇ જાશે, સહુકો રહે એમ જોઇ. ચેતન૦ ૫
તું અમરપેરે સ્થીર થઇ બેઠો, લોચા વાળે મુંઠ;
લખપતિ નરપતિ શેઠ સાર્થવાહ, તુજ આગળ કંઈ ભુઠ. ચેતન૦ ૬
આજ કાલ કે પોર પરારે, ધર્મે વિલંબ જ કરતો;
ક્ષણુ ક્ષણુ આયુષ્ય ઓછો થાયે, અંજળી જળ જીમ ખરતો. ચેતન૦ ૭
તારે તો રોહણુમાં ગાજે, બહેરો થઇને બેઠો;
તુજ આગળ કેઈ નર ચાલ્યા, તું એ પંથે પેઠો. ચેતન૦ ૮
વાર કવાર એ સુખી દુઃખી, ન ગણે એકે ટાણું;
અવર રૂઠયા તે દામે યાચે, ન વળે એહનું આણું. ચેતન૦ ૯
નિશ્ચિંત નવ સુઇયે પ્રાણી, જમનો ઝાઝો જોરો;
માત પીતાદિક જોતાં લેશે, કેનો ન ચાલે તોરો. ચેતન૦૧૦
સમરથાયે ચેત્યો નહિં પ્રાણી, આવે આયું બહુ ઝુરે;
બુડતાં વારે કેવી લાગે, શાયરને જેમ પુરે. ચેતન૦૧૧
રાત દિવસ ચાલે એ પંથે, કિણે ન જાયે કળીયો;
થાવચ્ચાદિક તે મુનિ ચેત્યા, તેહને એ ભય ટળીયાં. ચેતન૦૧૨
પાણી પહેલી પાળ જે બાંધે, તે જગમાંહિ બળીયો;
ઘર લાગે કુવો જે ખોદે, તે મુરખમાં ભળીયો. ચેતન૦૧૩
જરા કુત્તિ જોબન એ સસલો, આહેડી જમ જાણો;
જીહાં જાસે તિહાં એ મારે, ચિત્તમાં કાં નવિ આણો. ચેતન૦૧૪
એવું જાણી ધર્મ આરાધો, શું કરે તે જમ બળીયો;
વીર વીમળ ગુરૂ શિષ્ય વિશુદ્ધ કહે, જઈ શીવપુરમાં ભળીયો. ચેતન૦૧૫

## શ્રી ધર્મનાથજીનું સ્તવન.

("હાંરે મારે જોબનીયાનો લટકો દહાડા ચાર જો"—એ દેશી.)

હાંરે મારે ધર્મ જીણંદશું, લાગી પુરણ પ્રીત જો,
જીવડલો લલચાણો, જીનજીની ઓલગે રે લોલ;

હાંરે મને થાશે કોઈક, સમે પ્રભુ પ્રસન્ન જો,
વાતલડી તવ માહરી રે, સવી થાશે વગે રે લોલ. ૧
હાંરે પ્રભુ દુર્જનનો, ભંભેર્યો મ્હારો નાથ જો,
ઓળવશે નહિ, કયારે કીધી ચાકરી રે લોલ;
હાંરે મ્હારા સ્વામિ સરખો, કોણ છે દુનીયાં માંય જો,
જઇયે રે જેમ તેહને, ઘર આશા કરી રે લોલ. ૨
હાંરે જશ સેવા સેતિ, સ્વાર્થની નહિ સીદ્ધ જો,
ઠાલી રે શી કરવી તેની, ગોઠડી રે લોલ;
હાંરે કાંઇ જુઠું ખાય તે, મીઠાઇને માટે જો,
કાંઈ રે પરમારથ, વીણુ નહિ પ્રીતડી રે લોલ. ૩
હાંરે પ્રભુ અંતરજામી, જીવન પ્રાણુ આધાર જો,
વાયો રે નવિ જાણ્યો, કળયુગ વાયરો રે લોલ;
હાંરે મારા લાયક નાયક, ભક્તવત્સલ ભગવંત જો,
વારૂં રે ગુણુ કેરો, સાહેબ સાયરૂ રે લોલ. ૪
હાંરે પ્રભુ લાગી મુજને, ત્હારી માયા જોર જો,
અળગા રે રહ્યાથી હોય, ઓસીંગલો રે લોલ;
હાંરે કુણુ જાણે અંતરગતની, વીણુ મહારાજ જો,
હેજે રે હસી બોલો, છાંડી આંબળો રે લોલ. ૫
હાંરે તારે મુખને મટકે, અટકયું મ્હારૂં મન જો,
આંખડલી અણીયાળી, કામણુગારડી રે લોલ;
હાંરે મારા નયણા લંપટ, જોવે ક્ષણુક્ષણુ તુજ જો,
રાતા રે પ્રભુ રૂપે ન રહે, વારીયો રે લોલ. ૬
હાંરે પ્રભુ અળગા તોપણુ, જાણુજો કરીને હજુર જો,
તારી રે બલીહારી, હું જાઉં વારણે રે લોલ;
હાંરે કવિ રૂપ વિબુદ્ધનો, મોહન કરે અરદાસ જો,
ગીરૂઆથી મન આણી, ઉલટ અતિ ઘણે રે લોલ. ૭

# અથ શ્રી પરદેશી રાજાનું ત્રીઢાળિયું.

( દોહરા. )

સ્વાર્થના સૌકો સગાં, જો જો ઇણુ સંસાર;
કિણુ વિધ વિચરે કંથ શું, સુરીકંતા નાર. ૧
કુણુ બેટા કુણુ પોતરા, કુણુ નારી કુણુ ભાય;
સ્વાર્થકા સૌકો સગા, પરમારથ મુનિરાય. ૨

## ॥ ઢાળ ૧ લી. ॥

( દેશી—" વિંછીયાની. ")

હવે રાણી મન ચીંતવે, એ તો ભરમે ગયો ભૂપાળ રે,
એ તો સાર કરે નહિ રાજયની, મને લાગ્યો કવણુ જંજાળ રે;
તમે જોજો રે સ્વાર્થનાં સગાં. એ આંકણી. ૧
એ તો મતલબ કેરો યાર રે, જો સ્વાર્થ પુગે નહિ;
તો તોડે જુનો પ્યાર રે, તમે જોજો રે સ્વાર્થનાં સગાં. ૨
અઠે કેશી સ્વામિ આયને, એને કિસ વિધ ઉપદેશ દીધ રે;
મારો ઇસો જોરાવર રાજવી, તેને ધર્મે ઘેલો કીધો રે. તમે૦ ૩
એ રાજાશું ગરજ સરે નહિ, નવિ ચાલે રાજનો ભાર રે;
કોઇ ઝેર કે શસ્ત્ર પ્રયોગથી, હું રાજાને નાંખુ માર રે. તમે૦ ૪
મારા સુરીકંત કુમાર ભણી, હું તો લેઇ બેસાડું રાજ રે;
જીમ કામ ચાલે સર્વે રાજનો,મારા સીઝે વંચ્છિત કાજરે.તમે૦ ૫
રાણીએ એવું મનમાં ચિંતવી, કુમારને બોલાવ્યો પાસ રે;
જેતી મનમાં ઉપની, તે કુમારને કરી પ્રકાશ રે. તમે૦ ૬
માર તું તારા તાતને, કોઇ ઝેર કે શસ્ત્રને જોગ રે;
પછી રાજ બેસાડું હું તુજ ભણી,મારા ટળી જાય સઘળા દુઃખરે.તમે૦૭
ધરમે ઘેલો એ થયો, એને રાખ્યાથી શું થાય રે;
તું કર રખવાળી રાજની, એ માલ થારો સહુ જાય રે. તમે૦ ૮
રાજાને રાણી તણો, કેવો હુતો પ્યાર રે;
રાણીને નામે થાપીયો, સુરીકંત નામ કુમાર રે. તમે૦ ૯

કોઈ હેત ને પ્યાર ગણ્યો નહિ, તેણે માંડી ધણીની ઘાત રે;
રાણી લોકીક શું લાજી નહિ, ઈસડી સગાઈરી જાત રે. તમે૦ ૧૦
એ તો અવળી ગત નારી તણી, એણે કાંઈ ન કર્યો વિચાર રે;
એટલો મન શોચ્યો નહિ, મારા ખાલી હોઈ જાશે હાથ રે. તમે૦ ૧૧
કુમાર સુણી મન ચિંતવે, એ તો દુષ્ટણ દીસે છે માત રે;
બાપ મારો દુષ્ટી હતો, રહેતાં લોહી ખરડ્યા હાથ રે. તમે૦ ૧૨
જો ના કહું તો માતા છે બુરી, હા કહું તો પિતાની ઘાત રે;
કુંવર અવસરનો જાણ છે, મુખ બહાર ન કાઢી વાત રે. તમે૦ ૧૩
એ તો અણબોલ્યો ઉઠી ગયો, રાણીને ન દીધો જવાબ રે;
રાણી મન વિલખી થઈ, હાં હાં ગઈ મારી આબ રે. તમે૦ ૧૪
મેં તો કહ્યું હતું હિત ભણી, કુંવરને ન આવી દાય રે;
વાત પ્રગટ હુવા થકા, પડશે મુજ ગળામાં આય રે. તમે૦ ૧૫
કુંવર કહેશે એના બાપને, મ્હારી છાની પ્રગટશે વાત રે;
તો હું પહેલાં જ અવશર દેખીને, વ્હેલી કરૂં રાજાની ઘાત રે. તમે૦ ૧૬
એમ મનમાંહિ વિચારીને, કિહાં રાજા એકલો હોય રે;
છિદ્ર વિવર કરતી ફરે, તિહાં એક દીન અવશર દેખ રે. તમે૦ ૧૭
અતિ હાથ જોડી કરે વિનતિ, મુજને કૃપા કરો મહારાજ રે;
તુમને છે છઠ્ઠતણું પારણું, શો તો કીજીએ મ્હારે હાથ રે. તમે૦ ૧૮
એ તો મુખ ઉપર મીઠો લવે, માંડે છે બહુલી પ્રીત રે;
પણ અંતર ઘાત ખેલે ઘણી, જાણે દુશ્મન કેરી રીત રે. તમે૦ ૧૯
કુણ માતા પિતા ભામની, કોણ પૂત્ર સજ્જન મિત્ર ભાઈ રે;
દુશ્મન હોવે કપડા હિલરા, જબ કર્મ ઉદય હોય આઈ રે. તમે૦ ૨૦
વારંવાર રાણીએ કહ્યો, પરદેશીએ માની વાત રે;
હવે કુણ ઉપાય રાણી કરે, તે સાંભળજો ચિત્ત લાય રે. તમે૦ ૨૧
એક સગપણ પીયુંતણો, વળી બીજો વ્રત્તનો ધાર રે;
ત્રીજો તપસી વૈરાગીયો, રાણીને નાવી કરૂણા લગાર રે. તમે૦ ૨૨
શ્રાવક વ્રત લીધાં પછી, રાયે તેર બેલાં કીધાં રે;
ઓગણચાલીશ દિનમેં કરી, રાયે જશનાં નગારાં દીધાં રે. તમે૦ ૨૩

( દોહરા. )

પહેલાં રાજાએ ન જાણીયો, રાણી કેરો કૂડ;
અશનાદિકમાં ઘાલીયો, ઝેર સઘળે ભરપૂર. ૧.
વિધિશું કિયા બિછાવણાં, વચમેં મેલ્યો થાળ;
ભોજન તણી તૈયારી કરી, આવી બેઠો ભૂપાળ. ૨.
ભોજન પીરસ્યાં ભલભલાં, જમતાં આવી લ્હેર;
રાય પરદેશીએ જાણીયો, રાણીએ દીધો ઝેર. ૩.
ઝેર ઉતારણ મુંદ્રિકા, ઘોળી પીયાં વિષ જાય;
ઉપાય કને હુતા ખરા, પણ નહિ કીયા ભૂપાળ. ૪.
આરોગ્યાં ભલે આદરે, ભલે ભાવે ભૂપાળ;
પણ જાણ્યો અથીર સંસારને, જીવણો કેટલો કાળ. ૫.

## ॥ ઢાળ ૨ જી. ॥

( "બબ્બે મુનિવર વ્હેરણ પાંગર્યા રે"—એ રાગ. )

રાજા તો ઉઠયા વેગ સતાબશું રે, રાણી ઉપર ન કર્યો રોષ લગાર રે,
ઉજળી વેદના કરકસ ઉપની રે, રાખ્યો એણે સમતાભાવ વિશેષ રે;
જોજો સમકિતનો રસ પરગમ્યો રે. એ ટેક. ૧
જીન મારગને અધિક ચડાવી શોભ રે, ઇસડી ક્ષમા તો કોઈ વિરલા કરેરે;
જીત્યા છે મોહ ત્રષ્ણા ને લોભ રે,જોજો સમકિતનો રસ પરગમ્યો રે. ૨
મતો કરીને રાજા ઉઠીયા રે, આયો મનમાંહિ અધિકો જોસ રે;
વેદનીકર્મ સંચ્યા છે માહરા રે,નહિ છે કોઇ રાણી કેરો દોષ રે. જોજો૦૩
શરીરે દાહજવર ઇસો ઉપન્યો રે, બળું બળું હુઈ રહી જ્યાંરી દેહ રે;
હેલો હુંકારો મુખશુંના કર્યો રે,રાજાએ દેહીશું ન આણ્યો નેહ રે.જોજો૦૪
પુત્ર પુત્રયાશેં સજ્જન ઘર થકી રે, મૂલ ન આણ્યો માયા મોહ રે;
ઓષધભેષધ કોઇ ના કર્યો રે,આણ્યો ધરમશું અધિકો સ્નેહ રે.જોજો૦૫
મનનો જોશ કરીને વેગશું રે, આવ્યો છે કાંઇ પોષધશાળા માંહિ રે;
જગ્યા પડીલેહી લઘુ વડી નિતની રે, પૂર્વ દિશે જોડી દોનું હાથ રે;
નમોથ્થુણં કિયો અરિહંતને રે,જાવ બીજા સિદ્ધ ગતિમાંહ રે.જો જો૦ ૭

નમોથ્થુણં ત્રીજો મુખ પૂર્વ રે, ભાવશું કેસી સમણને કીધ રે;
ધર્માચાર્ય મોટા માહરા રે, પૂર્વે મેં શ્રાવકના વ્રત લીધ રે. જોજો૦ ૮
માહરે હવઠા વ્રત છે એમહીજ છે રે,જીવને ત્રિવિધ ત્રિવિધ ખમાય રે;
ઇહાં લેઉછું સુસને આખડી રે, ત્યાં આપ રહ્યા છો દેખ રે. જોજો૦ ૯
પાપ અઢારે સર્વ પરહરી રે, વળી પચખ્યો છે ચોવીહાર રે;
ઇષ્ટ કિંટંગ કાયા હુતી રે,ઓસરાવી છે છેલે શ્વાસોશ્વાસ રે. જોજો૦ ૧૦
સુરીકંતાએ એમ જાણીયું રે, રખે જીવ્યાનો કરે ઉપાય રે;
સુખ સમાધિ પુછણને મસે રે, રાજાને ગળે ટુંપો દીધ રે. જોજો૦૧૧
પણ પરદેશીએ ક્ષમા કરી રે, રહ્યો ધર્મનો શુભ ધ્યાન રે;
ઇસિડી ક્ષમા જો કોઈ સાધુ કરે રે, સકતે ઉપજે કેવળજ્ઞાન રે. જોજો૦ ૧૨
તેરમા બેલાનો હુતો પારણો રે, આલોઇને નિશ્ચલ થાય રે;
કાળ કરીને ઉપન્યા રે, સૂરપ્રભ દેવ વિમાન રે. જોજો૦ ૧૩
પાંચે પર્યાયે કરી દીપતા રે, પ્રથમ દેવલોકે તત્કાળ રે;
ક્ષમાને કરણી કીધી અતિ ભલી રે,અલ્પ દિવસ વ્રત પાળીયા રે.જોજો૦૧૪

## ॥ ઢાળ ૨ જી. ॥

( રાગ—ચોપાઈ. )

રાણી લટો તોડી કરે શોગો, મ્હારા વ્હાલા તણો રે વિજોગો;
મને અન્નપાણી નવિ ભાવે, પરીવાર નહિ રે સુહાવે. ૧
હું તો ચાર ફેરાની છું નારી, કંથા કરી ચાલ્યા રે ખુવારી;
મારો નામ મતિ કોઈ લેજો, મ્હને દરિક્ષણ દેખવા દેજો. ૨
રાણી લજ્જા કપટ મન ધરતી, ઉમરાવોને દૂરે કરતી;
રાણી આડી પરીચ કરાવી, રાણી માંહિ ગઇ રે ચલાઇ. ૩
રાણીએ ઇસડો અકારજ કીધો, રાજાને ગળે જઈ ટુંપો દીધો;
રાણીએ મનમાં ન આણી મયા, રાજાની નહિ જાણી રે દયા. ૪
મુવાનો કારજ કીધો, સુરીકંત કુંવર રાજ દીધો;
એવો અસ્થીર પદારથ જાણો, સંસારનો મોહ મતિ આણો. ૫
એમ ભાંખ્યો શ્રી કેવળજ્ઞાની, જીણશું વાત નહિ કોઈ છાની;
જીણરો કહ્યો જે જીવ કરશે, સંસાર સમુદ્રને તરશે. ૬

# અથ શ્રી થાવચ્ચાપુત્રનું ચોઢાળિયું.

( દોહરા. )

દ્વારામતિ નગરી વિષે, થાવચ્ચા ગાહાવણી નામ;
થાવચ્ચા તસ પૂત્ર છે, રૂપે ચતુર ગુણ ધામ. ૧
બત્રીસે કન્યા વરી, એક લગ્ને શ્રીકાર;
સુરની પેરે સુખ ભોગવે, પંચ વિષય સુખસાર. ૨
એક દિન નેમ પધારીયા, વાણી સુણે હિતકાર;
દિક્ષા લેવા મન થયું, સ્વામિ મુજને ત્હાર. ૩
ઘર આવી માતા પ્રત્યે, કહે થાવચ્ચાકુમાર;
આજ્ઞા દ્યો મુજ માતજી, લેશું સંજમ ભાર, ૪

## ॥ ઢાળ ૧ લી. ॥

( " સાસુ નણદી મુજને પુછશેરે વ્હાલા, તેને શું ઉત્તર દઈશરે."-
એ રાગ. )

માત કહે થાવચ્ચા પ્રત્યે રે વ્હાલા, સાંભળ મોરી વાત રે,
આતમ પ્યારો રે તું માહરે રે વ્હાલા, શોભાગી સુજાત રે;
પૂત્ર વ્હાલા રે, મીઠાં બોલા રે,મોહનગારા રે,આજ્ઞા નહિ રે દઉ—એ ટેક. ૧
બત્રીસે ભલી ભામની રે વ્હાલા, ભોગવ ઇણશું ભોગ રે;
દિવસ નહિ આ જોગના રે વ્હાલા,વૃદ્ધપણે લેજો જોગરે. પૂ૦મી૦મો૦આ૦૨
રતન સોવન મોતી ઘણા રે વ્હાલા, ધનનો નહિ પાર રે;
ખાઓ પીવો ને સુકીત કરોરે વ્હાલા,ખરચો ઈણ સંસારરે.પૂ૦મી.મો.આ૦૩
સુખ આયો જે હાથમાં રે વ્હાલા, પરભવ ચિંતા શું થાય રે;
કેડા ન મુકે પટ નારીયોરે વ્હાલા,સ્ત્રી મન આશા થાયરે.પૂ૦મી૦મો૦આ૦૪
સાધુ મારગ છે દોહિલો રે વ્હાલા, જેવી ખાંડાની ધાર રે;
પાંચ મહાવ્રત મોટકાં રે વ્હાલા, દુક્કર તપ આચાર રે. પૂ૦મી૦મો૦આ૦૫
બાવીશ પરીસ્સા જીતવા રે વ્હાલા, લોચવા શીરના કેશ રે;
ભાતપાણી લેવો સુજતોરેવ્હાલા,બ્રહ્મચર્ય કેમ પાળીશરે.પૂ૦મી૦મો૦આ૦૬
મોહતણે વશ માતા કહે રે વ્હાલા, એણીપેરે વચનશું હેત રે;
ભોગથકી જે ઉદ્ધરે રે વ્હાલા,તેને વાત ન આવે ચિત્ત રે.પૂ૦મી૦મો૦આ૦૭

## ॥ ઢાળ ૨ જી ॥

( દેશી—"બાર માસની". )

માયડી રે જે કહો તે સાચો સહી, મારે ન આવે દાય, મોરી માતા.
સંજમ લેશું માતજી, સાચો સુખ જેમ થાય; મોરી માતા.
થાવચ્ચા કહે માતા પ્રત્યે. એ ટેક. ૧
માયડી રે વિષયમાં ખુત્યાં માનવી, તેને દોહિલો હોય; મોરી માતા.
શૂરવીરને છે સોહિલો, સંયમ વિચારી જોય. મોરી માતા. થા૦ ૨
માયડીરે એ સંસાર અસાર છે,દુઃખમાં પૂર્યા છે લોક; મોરી માતા.
જન્મ મરણ ભય તેહનો, દેહમાં છે બહુ રોગ. મોરી માતા. થા૦ ૩
માયડીરે લક્ષ્મી ચંચળ જાણીયે,વિજળીનો જેમ ઝબકાર; મોરી માતા.
અથીર કુટુંબની પ્રિતડી, આખર ધર્મ આધાર. મોરી માતા. થા૦ ૪
માયડી રે કામની રંગ પતંગ છે, સાચો ન પાળે નેહ; મોરી માતા.
મુગતી માર્ગની દ્વેષણી, તેણે શું કરવો સ્નેહ. મોરી માતા. થા૦ ૫
માયડી રે લાખ ચોરાશી ફેરા ફર્યો,જીવ કર્મ તણે પરીમાણ;મોરી માતા.
માનવ ભવ પુન્યે પામીયો,હવે કેમ થાઓ અજાણ. મોરી માતા. થા૦ ૬
માયડી રે દીન મુખે રડતી કહે, લીયો દીક્ષા કુમાર; મોરા પૂત્ર.
ધર્મ જતન કરજો ઘણું, જેમ જીવને હોય હિતકાર. મોરા પૂત્ર.
માતા કહે થાવચ્ચા પ્રત્યે.

## ॥ ઢાલ ૩ જી. ॥

( "જીવડલા રે તું મ કર નિંદા પારકી રે."—એ દેશી. )

થાવચ્ચા ગાહાવણી ભેટણું લેઇને, આવ્યા શ્રી કૃષ્ણની પાસે જી,
હે સ્વામિ મુજ પુત્ર એક છે, તે લેશે સંજમ ઉલ્લાસે જી;
થાવચ્ચા ગાહાવણી ભેટણુ લેઇને. એ આંકણી. ૧
તે માટે સ્વામિ તુમે દિજીયે, છત્ર ચામર ને વાજીંત્ર જી;
દિક્ષા મહોત્સવ કરવા કારણે,મન ઉમાહ્યો વિચિત્ર જી. થાવચ્ચા૦ ૨
કૃષ્ણ કહે શેઠાણી સાંભળો, તમે પધારોને ઘેર જી;
દિક્ષા મહોત્સવ હું કરશું સહી, તમારા કુંવરનો જેહ જી. થાવચ્ચા૦ ૩

કૃષ્ણ આવ્યા રે હરખ અતિ ઘણે, થાવચ્ચા કુમારને ઘેર જી,
દિક્ષા લ્યોછો તુમે શું કારણે, મુજને કહોને રે તેહ જી;
કૃષ્ણજી કહે થાવચ્ચા કુમારને. ૪
મુજ છત્ર છાંયામાં કુંવર તમે વસો, ભોગવો સુખ શીરતાજો જી;
તુયને પીડાકારક જે હુવે, તેહને વારૂં આજ જી. કૃષ્ણ૦ ૫
દુખકારી નર મુજને કોઈ નહિ, સ્વામિ તુમારો આધારો જી,
પણ મુજ જીવને દુઃખ દીયે ત્રણ જણાં, મુકુંછું તેણે સંસારો જી;
થાવચ્ચા કહે શ્રી કૃષ્ણજી પ્રત્યે. ૬
કૃષ્ણ કહે રે તે નર કોણ છે, નામ કહોને કુમારો જી;
જન્મ જરા મરણ દુઃખ દિયે છે,કાયા દુઃખનો ભંડારો જી. થાવચ્ચા૦૭
એને નિવારો સ્વામિ જો તુમે, તો રહું ઇણ સંસારો જી;
તે નરને હું નવિ વારી શકું, મનુષ્યને વારૂં કુમારો જી. કૃષ્ણ૦ ૮
જીનવર સુરીવર ચક્રિ જે થયા, તેણે નવિ વાર્યો એહ જી;
કર્મ ક્ષય કરે છુટે તે સહી, લિયો દિક્ષા ધરી નેહ જી. કૃષ્ણ૦ ૯
સાદ પડાવે નગરી દ્વારીકા, રાજા અથવા કુમારો જી;
શેઠ સેનાપતિ દિક્ષા જે લીયે, પાળું હું તસ પરીવારો જી. કૃષ્ણ૦૧૦
થાવચ્ચાકુમાર દિક્ષા લે સહી, ધન મુકી પરીવારો જી;
તેહના રાગી સહસ્ર પુરૂષ થયા, સંજમ લેવા ઉદારો જી. કૃષ્ણ૦૧૧
ઓત્સવ કૃષ્ણ મહારાજ કરે, ખરચે બહોળા દામ જી;
શીવીકાએ બેસે નીજ નીજ રથ થકી, આવ્યા વન તેહ ઠામ જી. કૃષ્ણ૦ ૧૨
સ્વહસ્તે દિક્ષા દીધી નેમજી; હુવા થાવચ્ચા અણગાર જી;
શિષ્ય પોતાના કરી થાપીયા, મહિતળે કરે વિહાર જી. કૃષ્ણ૦ ૧૩
અનુક્રમે શેલંગપુરી આવ્યા, શેલંગરાય શ્રાવક કીધો જી;
સોગંધીક નગરી થાવચ્ચા આવ્યા, સુદર્શન વ્રત લિનો જી. કૃષ્ણ૦ ૧૪
વાત સુણીને શુક તિહાં આવ્યો, સહસ સેનાપતિ સંઘાત જી;
મારો શિષ્ય એણે ભોળવ્યો, હવે કરૂં થાવચ્ચા શું વાત જી. કૃષ્ણ૦ ૧૫
પ્રશ્ન પડુત્તર શુક બહુ પુછીયા, કુટીલપણે ઉલ્લાસો જી;
ચૌદ પૂરવ થાવચ્ચા મુનિવરૂ, પહોંચાય કેમ તાસ જી. કૃષ્ણ૦ ૧૬

ખોટો ધર્મ મિથ્યાત્વ, શુક થયો અણગારો જી;
સહસ્રસન્યાશી દિક્ષા લીયે તિહાં, હુવો ચૌદ પૂરવ ધારો જી. કૃષ્ણ૦ ૧૭
માસ અણશણ સહસ્ર સાધુશું, શેત્રુંજે કીધો સંથારો જી;
થાવચ્ચા મુની કેવળ પામ્યા, પોહોંચ્યા મુગતી મોઝારો જી. કૃષ્ણ૦ ૧૮

## ॥ ઢાળ ૪ થી. ॥

( " હું બલિહારી રે વીર ગુણ તાહરે રે " અથવા " દેવકી તો આવી નંદન વાંદવા રે "—એ રાગ. )

શેલંગપુર આવ્યા હો, શુક મુનિવરૂ રે, સહસ શિષ્ય પરીવાર,
શેલંગરાજા હો, પાંચશે મિત્રશું જી, કરે ધર્મનું કાજ;
હું ગુણ ગાઉં હો, થાવચ્ચા મુનીવરૂ રે, એ આંકણી. ૧
વૈરાગ્ય પામ્યો હો, શેલંગ રાજીયો રે, મંડુકને દેઇ રાજ;
દિક્ષા લીધી હો, પાંચશે મંત્રીશું રે, કરે ધરમનાં કાજ. હું ગુ૦૨
શુક આચાર્ય હો, પુંડરીકે ચડી રે, પાદોપગમન સંથારો કીધ;
સાથેસહસસાધુ હો, પરીવારે કરીરે, લીધી મુગ્તી થયા સિદ્ધ. હું ગુ૦૩
શેલંગઋષી હો, વિહાર કરતાં થકા રે, અંત પ્રાંત કરે આહાર;
રોગવ્યાપો હો, કાયા તેહની રે, આવ્યા નીજ પુરી સાર. હું ગુ૦૪
તાત શરીરે હો, રોગ દેખી કરી રે, મંડુક કરે ઉપચાર;
વિવિધપ્રકારે હો, ઔષધે કરી રે, સમાવ્યો રોગ તેણીવાર. હું ગુ૦૫
આહાર તણા હો, રસનાં લોલપી રે, થયા શેલંગ ઋષીરાય;
પડિકમણાદિ હો, ક્રીયાને વિષે રે, પ્રમાદી હુવા ગુરૂરાય. હું ગુ૦૬
પાંચશે સાધુઓ હો, મનમાં ચિંતવે રે, રહેવુ નહિ એક ઠામ;
પંથક શિષ્યને હો, પાસે થાપીને રે, ચાલ્યા મુનિ સુજાણ. હું ગુ૦૭
કાર્તિક ચોમાસી હો, આહાર કરી ઘણો રે, સુતા શેલંગ ઋષીરાય;
પંથક ખમાવે હો, પડિકમણા સમે રે, આવ્યા મુનિ ચિત્તલાય. હું ગુ૦૮
શિષ્ય સંઘટે હો, તત્ક્ષણ જાગીયા રે, ક્રોધ ચડયો વિકાળ;
સુખ ભર સુતો હો, મુજને જગાડીયો રે, એવો કોણ ચંડાળ. હું ગુ૦૯
પંથક નામે હો, સ્વામિ શિષ્ય છું રે, ખમજો મુજ અપરાધ;
આજપછીહું હો, અવિનયનહિ કરૂં રે, શ્રી જીનવચન આરાધ. હું ગુ૦૧૦

પંથક વચને હો, મુનિવર સજ્જ થયો રે, આવ્યો શુદ્ધ આચાર;
હું અજ્ઞાની હો, પાસથ્થો થયો રે, કરૂં દિવસે વિહાર. હું ગુ૦૧૧
મંડુક રાજાને હો, પ્રભાતે પૂછીને રે, ચાલ્યા શેલંગ ઋષીરાય;
પાંચશે સાધુ હો, તે પણ આવીયા રે, વાંદે ગુરૂના પાય. હું ગુ૦૧૨
કઠણ તપ કરી હો, કર્મ ખપાવીયાં રે, શેત્રુંજે કરી સંથાર;
અઢી હજાર હો.સાધુમુગતેગયારે,થાવચ્ચાદિક પરીવાર. હું ગુ૦૧૩
ઉત્તમ ગુણ ગાયા હો, એહવા સાધુનાં રે, નામે પાપ પળાય;
ભણે ગુણે હો, ભવિજન ભાવશું રે, તસ ઘર મંગળ માળ. હું ગુ૦૧૪
ગચ્છ નાયક હો, **શ્રી ભાગ્યચંદજી** રે, ઉત્તમ શ્રી પુજ્ય નામ;
શાશન **માંહેહો**,પુજ્ય**ગોરધન** મુનિરે,સાધુગુણેઅભિરામ. હું ગુ૦ ૧૫
શિષ્ય **રાયચંદે** હો, કહી હરખે કરી રે, ગુણ ગાયા અણગાર;
જ્ઞાતા સૂત્રે હો, અધ્યયન પાંચમે રે, એવો છે અધીકાર. હું ગુ૦૧૬
સંવત સત્તર હો, પંચાણુ વળી રે, વીજયાદશમી સાર;
ચાર ઢાળે હો, થાવચ્ચા ગુણ ગાયા રે, **નવાનગર** મોઝાર. હું ગુ૦૧૭
નવાનગરના હો, શ્રાવક આગ્રહથી રે, રહ્યા બીજો ચોમાસ;
શ્રી ભગવંતના હો, પસાયથીરે, શ્રી સંઘ ફળજો આશ, હું ગુ૦ ૧૮



# અથ શ્રી રયણાદેવીનું અષ્ટઢાળિયું.



( દોહરો. )

વર્દ્ધમાન શાસન ધણી, અનંત બળ અરીહંત;
લોકાલોક પ્રકાશીયો, કીધો ભવનો અંત. ૧

## ॥ ઢાળ ૧ લી.

( " ધારણી મનાવે હો મેઘકુમારને રે. "—એ રાગ. )

ચંપા નગરી અતિહી શોહામણી રે, છે બહુ દેખવા જોગ,
ઘણાં વ્યાપારી તિણમાં વસે રે, સુખીયાં વસે બહુ લોક;
મમતા મહા દુઃખદાઈ જીવને રે. એ ટેક. ૧

શેઠ માકંદીના દોય દીકરા રે, ભારી કરે વ્યાપાર;
નાવાતણા વેપારી વાણીયા રે, ઉતર્યા વાર અગ્યાર. મમતા૦ ૨
માલ કમાઇ બહોળો લાવીયા રે, કહી શ્રી વીર વિસ્તાર;
તો પણ લોભ નવિ મટયો તેહનો રે, વળી ચાલ્યા બારમી વાર.મમતા૦ ૩
માત પિતા આવીને વિનવે રે, સુત ભલી ન બારમી વાર;
માત પિતા વર્જે તેહને ઘણાં રે,અમે જાશું વળી એક વાર. મમતા૦ ૪
ધનનો સંચય ઘરમાં છે ઘણો રે, આવશે એ કોણ કામ;
સાતે પેઢી ખાધો નિઠે નહિ રે, કિમ દુઃખ દેખો વિણ કામ. મમતા૦ ૫
કહ્યો ન માન્યો તેણે માબાપનો રે, લાગ્યો લોભ અપાર;
સોદો લીધો શુભ તિથિ જોઇને રે, દોય ચાલ્યા સમુદ્ર મોઝાર.મમતા૦ ૬
અનેક જોજન સમુદ્રમાં જાતાં રે, હુવો તિહાં ઉલકાપાત;
મનમાં ડર લાગ્યો અતિ ઘણો રે, સૌ ભેળાં થઈ કહે વાત. મમતા૦ ૭
ગાજવિજ અકાળે ઉપની રે, કંપી નાવા તેણીવાર;
વાયુએ ચડાવી ઉંચી ઉછળે રે, નાવા ભાંગી સમુદ્ર મોઝાર. મમતા૦ ૮
જેમ કોઇ વિદ્યાધરની દીકરી રે, વિદ્યા વિસરે પસ્તાય;
ગરૂડ દેખી સર્પ ભાગે તિહાં રે, તે નાશીને દરમાં જાય. મમતા૦ ૯
જેમ નારી ફૂટે ભરતારને રે, પાડે તે બૂમ પોકાર;
તેમ નાવા સમુદ્રમાં બુડતાં રે, કુણ લાવે તીર પાર. મમતા૦ ૧૦
સૂત્ર જ્ઞાતા માંહિ જાણજો રે, તે નાવાનો વિસ્તાર;
પુન્ય સંચેલા પુરા હુવા જેહના રે, ડુબે સમદ્ર મોઝાર. મમતા૦૧૧
હાંહાંકાર હુવો તિહાં અતિ ઘણો રે, પાટીયો લીયો દોય દોય ભાય;
બીજા તો સઘળાં માંહે રહ્યાં રે, દોઈ ભાઇ તરીયા જાય. મમતા૦ ૧૨
તરતાં રતનદ્વીપે તિહાં આવીયા રે, તે મન માન્યાં ફળ ખાય;
કાઢે તેલ નાળીયેર ભાંગીને રે, ચોપડે બેઠા કાય. મમતા૦ ૧૩
મમતા મૂળ પરીગ્રહ જીવને રે, ઘાલે મહા દુઃખમાંય;
**કહે ઋષી ગુમાનસિંગ** મમતા તજે રે,તેના દુઃખ સહુ જાય.મમતા૦૧૪

( દોહરો. )

રતનદ્વિપા માંહે રે, રયણાદેવી નાર;
ઘણાં પુરૂષને દુઃખ કરે, સુળી ચડાવે માર. ૧

## ॥ ઢાળ ૨ જી. ॥

( " પાડલીપુર નીસરીયા ભમતા. "—એ દેશી. )

મહેલમાં સુખ ભોગવતા વિચરે, વ્હાલા મારા, રહ્યાં વિષય સુખ લાગ્યો રે,
મહેલાયત પણ છે અતિ ભારી, વ્હાલા મારા, ચારૂ કાંતિ વાગ્યો રે;
મમતા મહા દુઃખદાઇ, કે પરવશ પડીયાં રે;
તે માટે શૂળી ચડાય, જંજીરા જડીયાં રે. એ આંકણી. ૧
દોય ભાઈ તિહાં ચિન્તા રે કરતાં, વ્હાલા મારા, પૂરવ વાત ચિતારેરે;
આર્ત્તધ્યાન કરે તિહાં દોનું, વ્હાલા મારા, દેવી આવી તેણીવારેરે. મ૦૨
કાઢી ખડગ લીયો છે હાથે, વ્હાલા મારા, કરતી કોપ કરૂરો રે;
આંખો કાઢે રાતા ડોળા, વ્હાલા મારા, ભુંડો દીસે નૂરો રે. મ૦ ૩
સાંભળજો માકંદીના પૂત્ર, વ્હાલા મારા, વચન કહે નીરધારી રે;
મુજથી સુખ ભોગવતાં વિચરો, વ્હાલા મારા, નહિતોજીવ કાયાન્યારીરે. મ૦૪
જોરે વચન મનાવ્યો દેવી, વ્હાલા મારા, લેઇ ચાલી આવાસ રે;
અશુભ પુદ્ગલ કાઢી નાખ્યા, વ્હાલા મારા, કરતી ભોગ વીલાસ રે. મ૦૫
અમૃત ફળ ખવરાવે દેવી, વ્હાલા મારા, કરતી નવનવા વેશ રે;
કાળ કેટલો એક સુખમાં કાઢયો, વ્હાલા મારા, આવ્યો ઇંદ્ર આદેશ રે. મ૦૬

( દોહરો. )

દેવી તે સમે ચિંતવે, જોડી દોનું હાથ;
હું જઇશ સમુદ્ર બહોરવા, પણ એક સુણો મુજ વાત. ૧

## ॥ ઢાળ ૩ જી. ॥

( " બબ્બે મુનિવર વ્હેરણ પાંગરા રે. "—એ દેશી. )

ઇંદ્ર આદેશ હુવો છે મુજ ભણી રે, હું તો એ સમુદ્ર બહોરવા જાયરે;
માયા કપટાઈ કર દેવી કહે રે, સાંભળજો માકંદી પૂત્ર વાય રે;
દેવી વશ પડયાં દોનું બાપડાં. એ આંકણી. ૧
જો થાંને મહેલ માંહિ નહિ ગમે રે, તો જાજે ઇણ પૂરવ કેરે બાગ રે;
તિણમાંહિ છએ ઋતુના ફળ ખાવજોરે, સુખશાતા મનમાં ધરજો રાગરે. દે૦૨
તે ફળ અમૃત સરીખા ખાધા પછી રે, જાગે ભોગ વિષય વીકાર રે;
મનમાં ઉદાશી થેં મત આણજો રે, મનમાંહે રહેજો શાતા ધાર રે. દે૦૩

બાગને વાવડીયાં રળીયામણી રે, સરોવર છે કાંઈ જોવાજોગ રે;
દેડકા ને મોર લવે બહુ કોયલો રે,શબ્દ રૂપ ગંધ ફરસના ભોગરે. દે૦૪
જો થાંને તિણમાંહિ નહિ ગમે રે, તો તું જાજે ઉત્તરકેરે બાગ રે;
ચકવા ચકવીનાં શબ્દ સોહામણાં રે,શરદ હેમંત વસંતઋતુ સુખકારરે.દે૦૫
પશ્ચીમનો ત્રીજો બાગ સોહામણો રે, વસંત ગ્રીષ્મ ફળ સુખદાય રે;
લેજો ને ખાજો ફળ રળીયામણાં રે,રખે જાઓદક્ષિણ બાગ દુઃખમાંયરે.દે૦૬
તિણમાંહે વાઘ સરપ છે મોટકા રે, ચંડ રૂદ્ર છે વિકાળ રે;
રખે પીડા ઉપજાવે તુમ ભણી રે, માનજો મ્હારા વચન રસાળ રે. દે૦ ૭

( દોહરો. )

રાતી જીભ ડરામણી, ચંડ રૂદ્ર છે નેણ;
તિણ કારણ તમે માનજો, પ્રાણવલ્લભ મુજ વેણ. ૧

## ॥ ઢાળ ૪ થી. ॥

( " જામણ જાયો વીરો રે, વૈરાગી થયો. "—એ દેશી. )

ભાઈ દોયે મતો કીયો રે, પડિયા સોચ અથાગ,
શા કારણે દેવી વર્જિયા, ચાલો દેખો દક્ષિણનો બાગ રે;
કિણ વિધ નીકળો. એ આંકણી. ૧
દેખતા દુર્ગંધ છે ઘણી રે; માથા બહુ હાડ તિણમાંય;
દીઠો એક શુળીએ પુરૂષને, બંધન ઢીલા થાય રે. કિણ૦ ૨
કિણ નગરી વસતો હુતો રે, કેમ દુઃખ પડીયો રે આય;
થેં અન્યાય કિશો કીયો રે, થાંને શૂળીએ દીધો ચડાય.કિણ૦ ૩
હું કાકંદીનો વાણીયો રે, ઘોડા વેચવા જાય;
ડુબી જહાજ તિહાં નીકળ્યો રે, રયણાદેવી વશ થાય રે. કિણ૦ ૪
કેઈ દિન સુખ ભોગવ્યાં રે, કાળ કેટલો જાય;
જે દિનથી ઇણને થેં મળ્યારે,માને શૂળીએ દીયો ચડાય રે.કિણ૦ ૫
એ ગઇ છે સમુદ્ર બહોરવા રે, પુરૂષ મીલે કોઇ આય;
ભોગવશે સુખ તિણ થકી, થાને દેશે શૂળી ચડાય રે. કિણ૦ ૬
જો વંછો તમે જીવણો રે, બાગ પૂરવમેં જાય;
શેલક જક્ષ પાયે પડો, જક્ષ દેશે પાર પહોંચાય રે. કિણ૦ ૭

( દોહરો. )

મતો કરીને તિહાં ગયા, પુરવ બાગ મોઝાર;
જક્ષને દેવળમાં રહી, જક્ષ આવ્યો તેણીવાર. ૧

## ॥ ઢાળ ૫ મી. ॥

( " બબ્બે મુનિવર વ્હેરણ પાંગરા રે. "—એ દેશી. )

દોનું ભાઈ ડર્યાં અતિ ઘણા રે, ભલી ન દીસે રેણા નાર રે,
એહનો વિશ્વાસ ન કીજે બંધવા રે, રખે એ કિણ વિધ નાંખે માર રે;
બંધવ નારી નેહ નીવારીએ રે. ( એ આંકણી. ) ૧
જક્ષને દેવળમાં બેઠા જોઇને રે, જક્ષ આવીને બોલ્યો તેણીવાર રે;
કિણને હું તારૂ અહીઆં થકી રે, કિણને ઊતારૂં પેલે પાર રે. બં૦૨
હાથ જોડીને બંને એમ કહે રે, મ્હારે તો નહિ કોઈ દુખનો પાર રે;
શરણે આવ્યા તુમારે બાપજી રે, અમને તો દીજો પાર ઊતાર રે.બં૦૩
જક્ષ બોલ્યો દેવી મોહ ન આણજો રે, કાંધે તે બેસો મારે આય રે;
જેનો મન ચળશે દેવી ઊપરે રે, તેને હું દેશું છટકાય રે. બં૦૪
ઘાલ્યા પુંઠે થકી લેઈ ચાલીયો રે, મેહેલે આઈ નહિ દીઠા તેણીવાર રે;
લીધો હાથમાં ખડ્ગ ડરામણો રે, મુખે તો બોલે મારો માર રે. બં૦ ૫
હંભો માકંદીના થે કીમ જાવસો રે, સાંભળી ડર્યા નહિ લગાર રે;
સોળે શણગાર સજીને વિનવે રે, લાંબો ઘુંઘટ કાઢયો તેણીવાર. રેબં૦ ૬
વિલાપ કરી કરૂણા વચને વિનવે રે,હાય હાય મુજને કાંઇ મેલી નીરધારરે;
કંતા અટવીમાં મેલી એકલી રે, હાય હાય મુજને કોણ આધાર રે.બં૦૭
પાછા આવો મુજથી સુખ ભોગવો રે, એમ કાં કીજે વ્હાલા છેહ રે;
હાય હાય વાત વિચારો પાછલી રે,ક્ષીણ એક જુવો મ્હારી દેહ રે.બંરે૮
અવધ કરીને દેવી જોઇઓ રે, જીણરખનો મન ડોલ્યો મન જાણ રે;
ભાઇઓમાં ભેદ પાડયો પાપણી રે, મધુરી તો મીઠી બોલે વાણરે. બં૦૯
કઠણ હૈયાનો છે જનપાલીઓ રે, એને દયા કરૂણા નહિ મન માંય રે;
જીણરખને હેત પ્રિતિ બહુ માયરેરે,તાહારો હેત હુતો સુખદાયરે. બં૦૧૦
દિન દિન હું સુખ કરીને માનતી રે,હું જાણું મ્હારા દોય દોય ભરથાર રે;
હાય હાય મન આશા હુતી ઘણીરે,મ્હારા તો દિન કેમ જાશે લારરે.બં૦૧૧

( દોહરો. )

હૈયે દ્વેષ છે અતિ ઘણો, વીલ વીલ કરે અપાર;
આડી નજરે જોવતી, કહે દેખુ તુમ અણુપાર. ૧

## ॥ ઢાળ છ ઠ્ઠી. ॥

("શ્રીપત વજાવે વાંસળી" અથવા "અંજના સતીની"—દેશી.)

કુલપગર વીખરા કરે, ગંધ વરણુ વરસાવે મેહ તો,
રતનની ઘંટા વજાવતી, બોલે વચન ઘણાં સસ્નેહ તો;
મેલી કેમ જાઓ રે વ્હાલા, (એ આંકણી.) ૧
મેં ઉપકાર કર્યો ઘણો, વિસર્યા કેમ થોડા માંય તો;
ચુક બતાવો કોય મુજ ભણી, તો મારે મનમાં સુખ થાય તો. મેલી૦ ૨
કેમ મુજથી વિરકત થયા, મારૂં હૈયું ફાટી જાય તો;
મુખ દેખાડો રે મુજ ભણી, તો મુજ હૈયું ટાઢું થાય તો. મેલી૦ ૩
સમુદ્ર ભર્યો કાછબે, હું એકલડી રહી અનાથ તો;
પ્રાણ તજુ થારા ઊપરે, માંનો માંનો થેં મારી વાત તો. મેલી૦ ૪
વીલ વીલ કરતી વીનવે, સો અવગુણ પર મેલી મોય તો;
અવગુણ જાણું હું માહરો, થેં મારો દોષ ન કાઢયો કોય તો. મેલી૦ ૫
હાથ ઘસે શીષ ધુણતી, પસ્તાવો કરતી કેડે જાય તો;
કોઈ ઊપાય મળે નહિ, હાય હાય મુજને કેમ સુખ થાય તો. મેલી૦ ૬
ગળગળે નયણે વિનવે, એકવાર મુજ મુખને ભાળ તો;
દેવીને વચને મોહ્યો, મન ડગીયો જનરખ તત્કાળ તો. મેલી૦ ૭
અરજ સુણો એક માહરી, તુજ વીરહ મુજથી ન ખમાય તો;
ઘણા દીવસની પ્રીતડી, મુજથી કિમ વીસારી જાય તો. મેલી૦ ૮
મેં લાડકોડ કીધાં ઘણાં, પેહેરાવ્યાં ઘરાંણાં નવનવા વેસ તો;
અમૃત ભોજન ખાવતો, સાહામો દેખો નેહ નીરેસ તો. મેલી૦ ૯
જીણરખ મુખ દેખાડશો, તો હૈયું મુજ ટાઢું થાય તો;
બહુ વીલખે છે બાપડી, જનરખ જોયો નેણ નીહાળ તો. મેલી૦ ૧૦

( દોહરા. )

જક્ષે જાણ્યો મન ડોલીયો, જનરખનો નિરધાર;
પુંઠ ઝંઝેડી પાછલી, નાંખી દીયો તેણીવાર. ૧

દેવી આવી ઉતાવળી, વચન કહે વિકાળ;
પગ ઝાલી જીનરખ તણો, ઊંચો દીયો ઉછાળ. ૨
પડતો ત્રીસુળે ઝીલીયો, કટકા કીધા ચાર;
ચારે દીશામાં ફેંકીયા, સુખે ગઇ તેણીવાર. ૩

## ॥ ઢાળ ૭ મી. ॥

( દેશી—" વીંછીયાની. " )

જનરખ મહા દુઃખીયો થયો, વિષે જોયાના ફળ જાણુ રે,
ચંપાનગરી પોહોંચ્યો નહી, દરીયામાં છોડયા પ્રાણુ રે;
કોઈ વિષીયા વિષ મત રાખજો. ( એ આંકણી. ) ૧
ચંપાનગરી જાય પોહોંચીયો, જનપાલ સુખીયો થાય રે;
જનરખીયાનો કાર્ય કીધો, તિહાં મીલીયાં બાપ ને માય રે. કોઈ૦ ૨
કુંણુ ભાઇને ઝહાજ બેઠા કોસે, કોણુ રયણાદેવી જાય રે;
કુંણુ શેલક જક્ષ જીણુ તારીયા, તેહનો શરણો લીધો આણુ રે. કોઈ૦ ૩
રયણાદેવીની શીખ જે તજે. શેલકને શરણે જાય રે;
જે કોઈ રયણાદેવીશું મોહ્યા, તે તો પડયા દુર્ગતિ માંય રે. કોઈ૦ ૪
કોઈ સુખ ચાહો ઇણુ જીવનો, તેનો કારણુ સુણુજો એહ રે;
માનવ ભવ જે સફળ કરે, જેને ધરમ સખાઇ સ્નેહરે. કોઇ૦ ૫

( દોહરો. )

ઇણુ વિધ જીવને સુખ હુવે, સાંભળજો ચિત્ત લાય;
દેવગુરૂ ધર્મ આદરે, સમકિત ખરી ઘટમાંય. ૧

## ॥ ઢાળ ૮ મી. ॥

(" સરતરૂ પેઠે દુહીલો લાધ્યો નર અવતાર "—એ દેશી.
અથવા " બબ્બે મુનિવર વ્હોરણ પાંગરયા "એ—રાગ. )

લક્ષચોરાશી માંહિ ભટકતો રે, લાધ્યો નર અવતાર રે,
ઊત્તમ કુળમાં જનમીયો રે, કોઇ મારગ રે લેજો ધર્મ સાર રે;
સમજો બુઝો તમે પ્રાણીયા રે. ( એ આંકણી. ) ૧
અણુવ્રત મહાવ્રત બંધવા રે, બેઠા પુન્યરૂપી ઝહાજ રે;
અનંત કાળમાં દોહલો રે, ભવ તરવો લાધ્યો છે આજ રે. સમજો૦ ૨

પુન્ય ઝહાજ બેઠા થકાં રે, સમુદ્ર તરીયા જાય રે;
જેહનો પુન્ય પુરો હુવે રે,તે તો બુડે ઇણ સમુદ્ર માંહિ રે. સમજો૦૩
કંઇક જીવ તરી ગયા રે, તિહાં બેઠા સુખ માંહિ રે;
હાથે તે ખડ્ગ બિહામણો રે,રયણાદેવીએ લીધા લપેટા માંહિરે.સમજો૦૪
કંઇકિને સુળીયે ચડાવીયા રે, વેદના મહા દુઃખ થાય રે;
આર્ત્ત રૌદ્ર ધ્યાનમાં રે, તે તો મરીને માઠી ગતિમાં જાય રે. સમજો૦૫
રયણાદેવી તે કામની રે, તે વશ્ય પડ્યા ઘણા જીવ રે;
ઘાંણીના બળદતણી પરે રે, ચારે ગતિમાં લાગી તોબા તાણુરે. સમજો૦૬
ધર્મથકી અળગા રહે રે, અહોનીશ નારીના કામ રે;
બાંધીને બે કર બેસાડીયો રે,કોઇ જાણે તેનો અસલ ગુલામરે. સમજો૦૭
હાય હાય કરતા દિન ગયા રે, દયા ન કીધી કાંઇ રે;
દાન સુપાત્રે દીયા નહિ રે, મરીને દુર્ગતિમાં જાય રે. સમજો૦૮
કોઇ પુણ્યવંત પ્રાણીયો રે, શરણે ધરમ કેરે જાય રે;
શેલક જક્ષ સાધુ મળ્યા રે,રયણાદેવીનો કોઈ જોર ન થાય રે. સમજો૦૯
બારે વ્રત શ્રાવક તણા રે, પાળે નીર અતિચાર રે;
જઘન તીન ભવે ઉદ્ધરે રે, ઉત્કૃષ્ટો પન્નરે ભવે પાર રે સમજો૦૧૦
પાંચે મહાવ્રત સાધુના રે, પાળે જો નીર અતિચાર રે;
જઘન તેજ ભવે ઉદ્ધરે રે, ઉત્કૃષ્ટો પન્નરે ભવે પાર રે. સમજો૦૧૧
દેવલોક કેરી સાહ્યબી રે, પલ્ય સાગર સુખ માંય રે;
બત્રીશ વિધ નાટક પડે રે,એમ સુખમાં કંઇ સાગર જાય રે. સમજો૦૧૨
સાતે ભવ દેવો તણાં રે, આઠમો નર અવતાર રે;
દશાંગી ઋદ્ધી કહી રે, ઉત્તરાધ્યયન ત્રીજે અધ્યયન સાર રે. સમજો૦૧૩
જન્મ મરણ દુઃખ જાણીને રે, લે તિહાં સંજમ ભાર રે;
કરમ તોડી હુવો કેવળી રે, મુક્તિપુરીમાં પામે સુખ સાર રે. સમજો૦૧૪
તે નગરીમાં સુખ શાશ્વતા રે, અનંત કુટુંબ સુખ માંય રે;
જન્મ મરણ રોગ કો નહિ રે, ચારે ગતિ અટવીમાં ન જાય રે. સમજો૦૧૫
સંવત અઢાર બેંતાલીસમાં રે, સાણંદ સુખ ચોમાસ રે;
ઋષી **ગુમાનસિંહ** એમ કહે રે,રયણાદેવીનો છોડે કોઈ પાસ રે. સ૦૧૬

આઠે ઢાળો જુગતે કરી રે, સાણંદ શેહેર મોઝાર રે;
ભાવીક નાનચંદ શેઠજી રે, રૂડો પાળે ધર્મનો આચાર રે. સમજો૦૧૭

# सुश्राविकाओने व्याख्यानमां गावानी गहुलीओ.

## ॥ गहुली १ ली. ॥

( " ગોકુળની ગોવાળણી મહી વેચવા ચાલી;" એ-રાગ. )

આજ ભલો ઉપદેશ છે, બ્હેની સાંભળો ભાવે;
વિષય કષાય ને વારજો, એવો અવસર નાવે. ૧
નિદ્રા મેલો પરનિંદા તજો, વિકથા નવ કરીએ;
ચંચળ મનને રોકીને, ધ્યાન ધર્મનું ધરીએ. ૨
પાંચ ઈંદ્રિના વિકારને, તજી લાજમાં રહેજો;
આત્મહીત વિચારવા, સુમતિ સંગે લેજો. ૩
ગુરૂની કૃપા મેળવી, કરો વિનય વિવેક;
જ્ઞાન ભણી ગણજો તમે, રાખજો રૂડી ટેક. ૪
વિષય કષાયના ભોગમાં, જે પડે તે સંસારી;
રઝળશે તે સંસારમાં, તરે નહિ ભવ પારી. ૫
જોડી જાણો જુગતે કરી, પાંચે ઇંદ્રિના જોગ;
ઉમેદ વાર પૂરી થશે, જેને આતમ ભોગ. ૬

## ॥ गहुली २ जी. ॥

( "હાશીડાને હાટે ઘોડો અટકીને ઉભો રે"—એ રાગ. )

ધીરજ ધરને અરે અધીરા, વિચાર કરતું મન જોને;
શું લાવ્યો શું લઇ જવાનો, ખાવાને શું અન્ન જોને. ૧
ક્યાંથી આવ્યો ક્યાં જવાનો, ઠરી ન બેઠો ઠામ જોને;
સુખ લેવાને ધરમ ન કીધો, કરતો કામ નકામ જોને. ૨
પાપ કરીને સુખની ઇચ્છા, રાખેછે શું કામ જોને;
કરીશ તે ભોગવવાં પડશે, પહોંચીશ જમના ધામ જોને. ૩
પાછળથી પસ્તાવો થાશે, તે નહિ આવે કામ જોને;

આગળથી વિચારી વ્હાલા, રાખજે ત્હારૂં નામ જોને. ૪
મરનારાને રોમાં આતમ, રોનારાં નવિ રહેશે જોને;
જીવતરમાં છે જોખમ ઝાઝા, બદામ સાથે ન દેશે જોને. ૫
સ્વાર્થનાં સગા સહુ મળીયા, જોજે કરી વિચાર જોને;
લાલચથી લચચાણાં લોભી, લટપટ કરે અપાર જોને. ૬
ધન ભાળીને આવી મળીયાં, ગરજે સગા હોય જોને;
મારા મારા કરમાં આતમ, ત્હારા નથી કોય જોને. ૭
ગરજે ઘેલા થઇને વળગે, ગરજ સરે નહિ કોય જોને;
ખરચી ખુટે પ્રેમજ તૂટે, બેઠા રહેશો રોય જોને. ૮
દુઃખ આવ્યે સૌ અળગા રહેશે, સુખમાં ભેળાં ભળશે જોને;
કામ સર્યે વેરી થઈ નઠશે, કહેશે કયારે ટળશે જોને. ૯
એકીલો થઈ રહીશ તું તો, ફોગટ ફૂલ્યો પહેલો જોને;
રે જીવ કોણ છે ત્હારૂં વ્હાલા, વળગી બેઠો ઠાલો જોને. ૧૦
વિચાર કરતાં ખબરજ પડશે, કોણ વેરી કોણ વ્હાલો જોને;
પાપ કર્મનાં ભાતાં લઇને, દુર્ગતિમાં જઈ મ્હાલો જોને. ૧૧
જાગી જોને અરે અધીરા. સદ્‌ગુરૂની છે શાન જોને;
**ઉમેદચંદ્ર**ના મનમાં ગમશે, ધરશે નિર્મળ ધ્યાન જોને. ૧૨

## ॥ *गहूली २ जी. ॥

( " આવોને નંદલાલ રમવા આવોને રે. "—એ રાગ. )

( સાત વાર )

આદિતે આપ વિહાર કરીને, ગામો ગામમાં પાવ ધરીને,
ઈરીયા પંથ વરીને, મુનિવર શાતામાં રહેજો;
સુખ સંદેશા કહેજો, મુનિ ફરી દરશન દેજો. ૧
સોમવારે શિષ્ય સંઘાતે લીધાં, લઘુ વયે જ્ઞાન રસ ભરી પીધાં;
ભવ સાગર અંત કીધા, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૨
મંગળે મંગળિક મુનિવર ટોળી, ચાલે છે ગજગતે એકજ ઓળી;

* સાધુજી વિહાર કરે ત્યારે ગાવાની ગહુલી.

મુક્તિનો મારગ ખોલી, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૩
બુદ્ધવારે તમે બુદ્ધિના બળીયા, ઉપસમ રસની ઢાળમાં ઢળીયા;
ભાગ્ય ભલે મુનિ મળીયા, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૪
ગુરૂવારે ગુરૂ જન ગુણ ગાતા, જ્ઞાન ગોઠ કરી ઉપજાવી શાતા;
ભાવિક મન હરખાતા, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૫
શુક્રવારે સુમતિ લઈ સાથે, હળી મળી રહેજો એકજ વાતે;
જીવ જતન કરજો ખાંતે, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૬
શનીવારે શુભ ભાવમાં રહેજો, વહેલા વહેલા મુનિ દરશન દેજો;
વિનંતિ હમારી લેજો, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૭
સંયમ જતના કરીને વિચરજો, શાન્ત સ્વભાવમાં નિતનિત ઠરજો;
ભવગાગર વહેલા તરજો, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૮
ધર્મી સંઘ સરવે અરજ કરેછે, ગુરૂ બોધ વિના ખોટ પડેછે;
તેથી વિજોગ નડે છે, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૯
વાડવિના કદી વેલો ન ચડશે, શૂર વિના જેમ વિર ન લડશે;
ગુરૂ વિના જ્ઞાન ન જડશે, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૧૦
શેષ કલ્પ કરી કરજો ચોમાસા, ઢળશે મુખ માગ્યાં દાવના પાસા;
અમને છે તરવાની આશા, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૧૧
વિદેશમાં જઈ વેહેલેરા વળજો, તરણ તારણ તમે બોલથી પળજો;
ઉમેદ વારથી મળજો, મુનિવર શાતામાં રહેજો. સુખ૦ ૧૨

## ॥ ગહુંલી ૪ થી. ॥

( “ કુર્કટ અક્ષર લખી કહે તાજા ”—એ રાગ. અથવા
“ આસણરા યોગી ”—એ દેશી. )

શ્રીગુરૂપદપંકજની સેવા,લાગીછે મુજ મન હેવા રે;ગુરૂજી ઉપગારી.એટેક.
ગુરૂ ગુણ દરિયો, શુંપેરે ભરીયો, મુજથી કેમ જાયે તરીયો રે. ગુરૂજી૦૧
જ્ઞાન પાંચ માંહે ઉપકારી, એ શ્રુત જ્ઞાનની બલિહારી રે; ગુરૂજી૦
અસંખ્ય જીવના ભાવ વિલાસે, સંખ્યાતા ભવ પ્રકાશે રે. ગુરૂજી૦૨
લોકના ભાવ તે જ્ઞાનથી કહીયે, સદ્‌ગુરૂ મુખથી લહીયે રે; ગુરૂજી૦
દરશન સહિત જ્ઞાન તે ભાસે, દરશન મોહની નાશે રે. ગુરૂજી૦૩

વિઘટે મિથ્યાત્વ આતમ કેરો, ટાળે તે ભવનો ફેરો રે; ગુરૂજી૦
સમકીત વિણુ સંજમ નહિ રચના, આગમ માંહે છે વચનાં રે.ગુરૂજી૦૪
સમકીત સહિત કરે જે ક્રિયા, તે ભવસમુદ્રથી તરીયા રે; ગુરૂજી૦
એહવી વાણી સોહમ કેરી, નાસે દૂર કર્મરૂપ વેરી રે. ગુરૂજી૦૫

## ॥ ગહુલી ૫ મી. ॥

( " વાડીના ભમરા દ્રાક્ષ મીઠી રે ચાંપાનેરની "—એ રાગ. )

જીરે કામની કહે સુણો કંથ જી, જીરે ફળીયા મનોરથ આજ રે;
નણદીના વીરા, મુનિવર પધાર્યા ચાલો વાંદવા. એ ટેક.
જીરે ભવોદધી પાર ઉતારવા, જીરે તારણ તરણ જહાજ રે. નણ૦૧
જીરે ગુણશીલ ચૈત્ય સમોસર્યા, જીરે વીરતણાં છે પટોધાર રે; નણ૦
જીરે પાંચશેં મુનિ પરીવાર છે, જીરે તિરથના અવતાર રે. નણ૦૨
જીરે કંચન કામની પરીહર્યા, જીરે પ્રગટયા છે ગુણ વિતરાગ રે; નણ૦
જીરે પરીસ્સાહની ફોજને જીતવા, જીરે કર ધર્યું ઉપશમ ખડ્ગ. નણ૦૩
જીરે પ્રવચન માતાને પાળતા, જીરે સુમતી ગુપતી ધરનાર રે; નણ૦
જીરે મેરૂ ગીરી સમ મોટકા, જીરે પંચે મહાવ્રત ભાર રે. નણ૦૪
જીરે સુરપતી નરપતી જેહને, જીરે દોય કરજોડી હજૂર રે; નણ૦
જીરે અમૃત સરિખી દેશના, જીરે પાપ પડલ હોય દૂર રે. નણ૦૫
જીરે કામની વયણે મીઠઠાં, જીરે વાંદ્યા છે એમ મુનિરાજ રે; નણ૦
જીરે ગુરૂ મુખથી સુણી દેશના, જીરે આનંદ અંગ અપાર રે. નણ૦૬
જીરે **દિપવિજય** કવિરાજ જી, જીરે પૃથ્વી નંદન બલિહાર રે; નણ૦
જીરે ગૌત્તમ ગણધર પૂજ્ય જી, જીરે વીર શાશન શણગાર રે. નણ૦૭

## ॥ ગહુલી ૬ ઠ્ઠી. ॥

( હરીયાલી. )

સખી રે મેં તો કૌતક દીઠું, સાધુ સરોવર ઝીલતાં રે,
સખી રે મેં તો કૌતક દીઠું, નાકે રૂપ નીહાળતાં રે;
સખી રે મેં તો કૌતક દીઠું, લોચનથી રસ જાણતાં રે,
સખી રે મેં તો કૌતક દીઠું, મુનિવર નારીશું રમે રે. ૧
સખી રે મેં તો કૌતક દીઠું. નારી હીંચોળે કંથને રે,

સખી રે મેં તો કૌતક દીઠું, કંથ ઘણાં એક નારીને રે;
સખી રે મેં તો કૌતક દીઠું, સદા યોવન નારી તે રહે રે,
સખી રે મેં તો કૌતક દીઠું, વેશ્યા વિલુધ્યા કેવળી રે. ૨
સખી રે મેં તો કૌતક દીઠું, આંખ વિના દેખે ઘણું રે,
સખી રે મેં તો કૌતક દીઠું, રથ બેઠાં મુનિવર ચલે રે;
સખી રે મેં તો કૌતક દીઠું, હાથ જલે હાથી ડુબીયો રે,
સખી રે મેં તો કૌતક દીઠું, કુતરીએ કેસરી હણ્યો રે. ૩
સખી રે મેં તો કૌતક દીઠું, તરસ્યો પાણી નહિ પીયે રે,
સખી રે મેં તો કૌતક દીઠું, પગ વિહુણો મારગ ચલે રે;
સખી રે મેં તો કૌતક દીઠું, નારી નપુશક ભોગવે રે,
સખી રે મેં તો કૌતક દીઠું, અંબાડી ખર ઉપરે રે. ૪
સખી રે મેં તો કૌતક દીઠું, નર એક નિત્ય ઉભો રહે રે,
સખી રે મેં તો કૌતક દીઠું, બેઠો નથી નવિ બેસશે રે;
સખી રે મેં તો કૌતક દીઠું, અર્ધ ગગન વચ્ચે તે રહે રે,
સખી રે મેં તો કૌતુક દીઠું, માંકડે માહાજન ઘેરીયો રે. ૫
સખી રે મેં તો કૌતક દીઠું, ઉંદરે મેરૂ હલાવીયો રે,
સખી રે મેં તો કૌતક દીઠું, સૂર્ય અજવાળું નવી કરે રે;
સખી રે મેં તો કૌતક દીઠું, લઘુ બંધવ બત્રીસ ગયા રે,
સખી રે મેં તો કૌતક દીઠું, રોકે નહિ ઘડી બેનડી રે. ૬
સખી રે મેં તો કૌતક દીઠું. શામળો હંસ મેં દેખીયો રે,
સખી રે મેં તો કૌતક દીઠું, કાટ વળ્યો કંચન ગીરી રે;
સખી રે મેં તો કૌતક દીઠું, અંજનગિરી ઉજ્વળ થયા રે,
સખી રે મેં તો કૌતક દીઠું, તોય પ્રભુ ના સંભારીયા રે. ૭
સખી રે મેં તો કૌતક દીઠું', વયર સ્વામિ સુતા પારણે રે,
સખી રે મેં તો કૌતક દીઠું, શ્રાવિકા ગાવે હાલરાં રે;
સખી રે મેં તો કૌતક દીઠું, મોટાં થઈ અર્થ તે કહેજો રે,
સખી રે મેં તો કૌતક દીઠું, શ્રી શુભ વીરને વાલહાં રે. ૮

# पांच गतिमां जीव कया कया प्रकारथी जाय छे तेनी सज्झाय.

( " અરણીક મુનિવર ચાલ્યા ગૌચરી "—એ રાગ. )

આરંભ કરતાં રેજીવ શંકે નહિ, મદ્ય માંસનો કરે આહારો જી,
ઘાત કરે રે પંચેન્દ્રિ જીવની, ધન મેલણુ તૃષ્ણા અપારો જી;
એ ચાર પ્રકારે રે જીવ જાય નરકમાં. ૧

કુડ કપટને રે કુડ માયા કરે, બોલે મૃષા વાયજી,
કુડા તોલા રે કુડા માપલા, ખોટા લેખ લખાયજી;
એ ચાર પ્રકારે રે જીવ જાય તિર્યંચમાં. ૨

સરલ સ્વભાવિક ભદ્રિક પ્રણામથી, વિનય તણાં ગુણ આય જી,
દયા ભાવ રે રાખે દીલમાં, મત્સર નહિ ઘટ માંય જી;
એ ચાર પ્રકારે રે જીવ જાય મનુષ્યમાં. ૩

સરાગપણેથી પાળે સાધુપણું, શ્રાવકના વ્રત બારો જી,
અજ્ઞાન કષ્ટ અકામ નિર્જરા, તિણશું સુર અવતારો જી;
એ ચાર પ્રકારે રે જીવ જાય દેવમાં. ૪

જ્ઞાનથી જાણે રે જીવ અજીવને, શ્રદ્ધા ને સમકીત આવે જી,
ચારિત્રથી રોકે નવા કર્મ આવતાં, તપે પૂર્વના કર્મ ખપાવે જી;
એ ચાર પ્રકારે રે જીવ જાય મોક્ષમાં. ૫

# दीवाळीनुं स्तवन.

## ॥ गहुली ७ मी. ॥

( " ચિત્ત ચોખે ચોરી નવ કરીયે રે. "—એ રાગ. )

રમતી ગમતી અમુન સાહેલી, બેહુ મળી લીજીએ એક તાલી રે;
સખી આજ અનુપમ દીવાળી.—એ ટેક.
લીલ વિલાસે પૂરણ માસે, પોષ દશમ નીશી રઢિયાળી રે. સ૦ ૧

પશુપંખી વસીયા વનવાસી, તે પણ સુખીયા સમકાલી રે; સ૦
એણી રીતે ઘર ઘર ઓછવશે, મુખીયા જગતમેં નરનારી રે. સ૦ ૨
ઉત્તમ ગૃહ વિશાખા જોગે, જનમ્યા પ્રભુ જી જયકારી રે; સ૦
સાતે નરકે થયા અજવાળા, સ્થાવરને પણ સુખકારી રે. સ૦ ૩
માત નમી આઠે દિગ્કુંવરી, અધો લોકની વસનારી રે; સ૦
સુતી ઘર ઇશાને કરતી, જોજન એક અશુચી ટાળીરે. સ૦ ૪
ઉર્ધ્વલોકની આઠ કુમારી, વરસાવે જલ કુસુમાલી રે સ૦
પૂરવ રૂચક આઠ દર્પણ ધરતી, દક્ષીણની અષ્ટ કળશાળી રે. સ૦ ૫
આઠ પશ્ચીમની પંખા ધરતી, ઉત્તમ આઠ ચમર ઢાળી રે; સ૦
વિદિશીની ચૌ દીપ ધરંતી, રૂચક દ્વિપની ચૌબાલ્લી રે. સ૦ ૬
કેલી તણા ઘર ત્રણ કરીને, મર્દન સ્નાન અલંકારી રે; સ૦
રક્ષા પોટલી બાંધી બેહુને, મંદીર મેલ્યા શણગારી રે. સ૦ ૭
પ્રભુ કમળે અમરી ભમરી, રાશ રમંતી લટકાળી રે; સ૦
પ્રભુ માતા તું જગતની માતા, જગ દિપકની ધરનારી રે. સ૦ ૮
માજી તુમ નંદન ઘણું જીવો, ઉત્તમ જીવને ઉપગારી રે; સ૦
છપ્પન દિગ્કુંવરી ગુણગાતી, શ્રી શુભવીર વચનશાલી રે. સ૦ ૯

## દીવાળીનું સ્તવન.

( " ભમરા પહેલો વધાવો મારે આવીયો."—એ દેશી. )

ભવીયાં પ્રથમ જીનેશ્વર પાય નમી, ભવીયાં પ્રણમી તે સદ્ગુરૂ પાય રે;
દીવાળી પરવ આવીયો. ( એ આંકણી. )
ભવીયાં સાનીધ કારણ સરસ્વતિ, ભવીયાં અક્ષર આણજો સોય રે. દી૦ ૧
ભવીયાં પાવાપુરી તે પુર્વ દીસે, ભવીયાં વીર પધાર્યા ઉલ્લાસ રે; દી૦
ભવીયાં હસ્તીપાળ રાજાની વિનતિ, ભવીયાં જઠે કીયો ચોમાસ રે. દી૦ ૨
ભવીયાં પક્ષ નેવાસી બાકી રહ્યાં, ભવીયાં ચોથા આરાની જેણીવાર; દી૦
ભવીયાં સોલ પહોર લગે દેશના, ભવીયાં દોય દીન કેરો સંથાર રે. દી૦ ૩
ભવીયાં રાજ અઢારે દેશના, ભવીયાં દોય દોય પોષા કીધ રે; દી૦

ભવીયાં કારતક વદી અમાવાસ્યાં,ભવીયાં વીરજીએ શીવસુખ લીધ રે,દી૦૪
ભવીયાં સકળ તિર્થંમાંહિ જીનવરા,ભવીયાં નામે તે જીન વર્ધમાન રે;દી૦
ભવીયાં તે વીર શીવસુખ પામીયાં, ભવીયાં ગૌતમ કેવળજ્ઞાન રે. દી૦૫
ભવીયાં જ્યારી પાટે તે શોભતાં, ભવીયાં શ્રી સોહમ ગણધાર રે; દી૦
ભવીયાં જાસ પરંપરા ચાલશે, ભવીયાં વરસ એકવીશ હજાર રે. દી૦૬
ભવીયાં દેવ ઇંદ્ર બહુ આવીયાં, ભવીયાં વીર તણે નીરવાણુ રે; દી૦
ભવીયાં તિણુ દીન કરણી ઇસી કરો,ભવીયાં સકલ કરમનો નાશ રે. દી૦૭
ભવીયાં સમ સંવેગ નિર્વેગશું, ભવીયાં લીંપોને આતમ એહ રે; દી૦
ભવીયાં અનુકંપા ને વળી આસતાં. ભવીયાં આછો રંગ કરે રે. દી૦૮
ભવીયાં કમલ પુલાદિક ચીતશે, ભવીયાં આચાર આઠ વખાણુ રે; દી૦
ભવીયાં નિસંકીયાદિક દેખ લ્યો, ભવીયાં સમકીતનાં તે જાણુ રે. દી૦૯
ભવીયાં ઉપસમ જળે ન્હાઇ કરી, ભવીયાં નરનારી કરો શણુગાર રે. દી૦
ભવીયાં વિવેક વસ્ત્ર સોહામણાં, ભવીયાં આભુષણ આજ્ઞા ત્યાંય. દી૦૧૦
ભવીયાં ધ્યાન તેહલ મોદકભલાં, ભવીયાં મગદળીયાં મનસ્થીર રાખરે;દી૦
ભવીયાં મરમરીયાં મરદવ તણાં, ભવીયાં સરલ સેવઇયા ચાખ રે. દી૦૧૧
ભવીયાં ગંભીર ગુણુ ગણા વળી, ભવીયાં દમ ગુણુ દંઇવડા જાણુ રે;દી૦
ભવીયાં સકરપારા ભલાં સંવેગના, ભવીયાં ખાજલાં ક્ષેમા પરમાણુ રે.દી૦૧૨
ભવીયાં શુદ્ધ સદ્દહણાં એહવી, ભવીયાં પરૂપણા શુદ્ધ તેમ રે; દી;૦
ભવીયાં ફાફડા શુદ્ધ ફરસણુ તણાં, ભવીયાં ભાવશું કીજીયે એમરે. દી૦૧૩
ભવીયાં લાવણ્યતા મીઠી લાપસી, ભવીયાં વડાઈ ગુણે વડા હોય રે;દી૦
ભવીયાં દયાળ દાતારપણું તિહાં,ભવીયાં ચિત્ત ચોખા તિહાં જોય રે.દી૦૧૪
ભવીયાં સેવ સેવા સદ્દગુરૂ તણી, ભવીયાં ગુણુ ગ્રહણુ વ્રત આંણુ રે;દી૦
ભવીયાં ખમાસમણાં ખાંડ શોભતી, ચઢશે તે કાજ પરમાણુ રે.દી૦૧૫
ભવીયાં પાપડ પાપ આલોઇણા, ભવીયાં કાઉસગ્ગ કર કપુર રે;દી૦
ભવીયાં સત્ય વચન તણાં સાલણાં, ભવીયાં તપ તંબોલ ભરપુર રે.દી૦૧૬
ભવીયાં દીર્ઘ દ્રષ્ટી દીવા કરો, ભવીયાં વિનય તણી કરો વાટ રે, દી૦
ભવીયાં કરમ પકાવી કરો કોડીયાં,ભવીયાં જીમ મટે સર્વ ઉચાટ રે.દી૦૧૭

ભવીયાં તેલ સીંચો નવ તત્વનો, ભવીયાં દેવ ગુરૂને વળી ધર્મ રે;દી૦
ભવીયાં શુદ્ધ અર્થે એને આળેખો, ભવીયાં ધર્મ તણો એ છે મર્મ રે.દી૦૧૮
ભવીયાં મેરાયાં ત્રણ મનોરથ તણાં, ભવીયાં બીજે ઠાણે અધીકાર રે; દી૦
ભવીયાં દીવાળી તે દરશન તણી, ભવીયાં શુદ્ધ ગ્રહે જે કોય રે. દી૦૧૯
ભવીયાં પડીક્કમણાં દોય ટંકના, ભવીયાં સાંજ અને પરભાત રે; દી૦
ભવીયાં પાપ આલોઇને આપણાં, ભવીયાં કીજે તે નીરમળ ગાત્ર રે.દી૦૨૦
ભવીયાં નાળ કરો રે નવવાડની, ભવીયાં બુદ્ધી તણીરે બંધુ કરે. દી૦
ભવીયાં દારૂણ કરો દાન કરમના, ભવીયાં ફુટાકીયા છે સુખકાર રે. દી૦૨૧
ભવીયાં ફુટપ્રગટ કરણી તણાં, ભવીયાં ફુટાકીયા છે સુખકાર રે; દી૦
ભવીયાં ભંભુ ભગવંતના નામનો, ભવીયાં જેણશું જયજયકાર રે.દી૦૨૨
ભવીથાં બાર વ્રત બપોરીયા, ભવીયાં મેરાયાં કરો મર્યાદ રે; દી૦
ભવીયાં હવાઇયો હણો કષાયની,ભવીયાં તીણમાં મ કરો પરમાદરે.દી૦૨૩
ભવીયાં કુલખંડીયો ફુગફુગાવજો. ભવીયાં નીંદા ને વિકથા જેહ રે; દી૦
ભવીયાં કુણ એ રમત કીહાં કરે, ભવીયાં હવે વળી સુણજો તેહ રે. દી૦૨૪
ભવીયાં નિવૃત્તિ નગર સજ કરો, ભવીયાં જ્યાંરાં છે નવે કોટ રે; દી૦
ભવીયાં કરણ ને જોગ કોઠા ભલા, ભવીયા કીણ રીત લાગે ચોટ રે. દી૦૨૫
ભવીયાં જ્યાંરા દરવાજા નવ વીસ છે, ભવીયાં ઉઘાઠા થેં મતિ રાખરે;દી૦
ભવીયાં સંવર કવાડે કરી સાચવો,ભવીયાં ભાવ ભુંગલ તીરે ભાંખરે.દી૦૨૬
ભવીયાં રાજ કરે તિહાં રાજીયો, ભવીયાં નામે તે ચેતનરાય રે; દી૦
ભવીયાં ચારિત્ર ચોક સોહામણો,ભવીયાં ભાવ રમત તીહાં થાયરે. દી૦૨૭
ભવીયાં વાજાં તે વાગે રે ધરમનાં, ભવીયાં નગારા તે નવકાર રે; દી૦
ભવીયાં આંણ વરતાવો જીનતણી, ભવીયાં વર્ત્યો તે મંગળ ચાર રેદી૦૨૮
ભવીયાં મંગળ પહેલો અરીહંતનો,ભવીયાંદુજો તેસીદ્ધમંગળકાળીરે;દી૦
ભવીયાં તીજો તે મંગળીક સાધુતણો, ભવીયાં ચોથે દયા ધર્મ ઠીક રે.દી૦ ૨૯
ભવીયાં એવા રે મંગળ વરતીયા, ભવીયાં વીઘન સહુ ટલી જાય રે;દી૦
ભવીયાં મંગળમાંએ મોટકો, ભવીયાં મુક્તિ નગર લૈ જાય રે. દી૦૩૦
ભવીયાં અજ્ઞાની ફોડે છે હાંડલાં, ભવીયાં આળસ કાઢણને કાજ રે;દી૦
ભવીયાં અલસ કાઢો અસમાધીની,ભવીયાં લક્ષ્મીયેં મુગતીનાંરાજરે.દી૦૩૧

ભવીયાં દફ્તર પુજા દોષ ટાળીને, ભવીયાં આલોવી નીસહ્ થાય રે; દી૦
ભવીયાં સંવર શ્રીફળ ભેટીયે, ભવીયાં શેઠ મોટા મુનિરાય રે. દી૦૩૨
ભવીયાં દીન દીવાળીનો આવીયો, ભવીયાં નીરમળ પાળોને શીયળરે;દી૦
ભવીયાં રાત્રીભોજન પરીહરો,ભવીયાં ફળ હોવે રે અવીચળ લીલરે.દી૦૩૩
ભવીયાં આવી દીવાળીઓ જે કરે, ભવીયાં તસ ઘર મંગળ ચાર રે;દી૦
ભવીયાં તસ ઘર નવ નીધી સંપજે, ભવીયાં તસ ઘર જયજયકાર રે.દી૦૩૪
ભવીયાં સંવત અઢાર અઠાવને, ભવીયાં ભુજનગર ચોમાસ રે. દી૦
ભવીયાં પુજ્ય કૃષ્ણજી પ્રસાદથી,ભવીયાં સ્વામિ ડાહ્યાજી ઉહ્લાસરે.દી૦૩૫
ભવીયાં છત્રીસી દીવાળી દીનેરે,ભવીયાં કહી મુનિ મુલચંદજીજોયરે;દી૦
ભવીયાં દેવ અરીહંત દેવ વાંદતા; ભવીયાં આનંદ મંગળ હોય રે. દી૦૩૬

## શીખામણ વિષે ગહુલી.

( " પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે. "—એ રાગ. )

અલ્પ ઉમરમાં દુષ્કિત કર્મ કરો નહિ રે,
ધરજો નિત્યે માથે નાથ ત્રીલોકી ત્રાસ;
હેતે નમિયે જઇને ઉત્તમ તો ગુરૂદેવને રે. એ ટેક,
નિત્યે જીનવર વાણી, સુણવા જઇયે પ્રેમથી રે;
જેથી ભવભવ સંચિત, પાતિક દુર પળાય. હેતે નમિયે૦૧

સાખી—વાલેસર ગુરૂ માહરા, પ્યારા પ્રાણાધાર;
ભવસાગરમાં ડુબતાં, છો ગુરૂ તારણહાર,
પર ઉપગારી પુરણ, ભાગ્યે ગુરૂજી આવિયા રે;
તે તો ધર્મી કંજવન, ઉલસીતના કરનાર. હેતે નમિયે૦૨

સાખી—ગુરૂ મુખ વાણી સાંભળી, તજો જ પાતિક પંથ;
કરજો જતના જીવની, વંદો ગુરૂ નિગ્રંથ,
દુખીયા દીણાહીણા, દેખી દીલ દયા ધરો રે;
તેને પાળો જેવાં, નિજ તણાં સંતાન. હેતે નમિયે૦૩

સાખી—જુઠ વચન તો બોલતાં, જગમાં ઇજ્જત જાય;
મળે ન લાંબુ આઉખું, કાળાગ્રહે પકડાય,

જુઠે બકરા થઇને, જશો કસાઇના હાથમાં રે;
વળી ગર્ભ તણાં દુઃખ, સહેશો અપરંપાર. હેતે નમિયે૦૪

સાખી—ચોરી કુડા લેખ તો, લખો ન જુઠા ભાય;
પુરો ન ખોટી સાક્ષીયો, કદુ ન વહશો વાય,
ગુણિયલ પરની થાપણ, ઓળવશો ન કદી તમે રે;
જાણી પરભવ માંહિ, પુત્ર તણો વિજોગ. હેતે નમિયે૦૫

સાખી—પરનારીની પ્રીત તો, કરતાં જીવ ગમાય;
બુદ્ધિ ધન જશ હારીને, ઝાઝા ખત્તા ખાય,
પત્થરી રોગ થશે ને, જાશો જમના હાથમાં રે;
પાવક પુતળી સંગે, થાશે દુઃખ અપાર. હેતે નમિયે૦૬

સાખી—નિંદા વેણુ કટુ વદી, કરો ન પર સંતાપ;
જીભે પર મળ પાપને, શું ધોવોછો આપ,
નિજ અવગુણને શોધી, કરજો તનથી વેગળા રે;
નિંદા કર્યાં ન પામે, ભવભવમાંહિ જીભ. હેતે નમિયે૦૭

સાખી—ફક્કડ અક્કડ શું ફરો, જતાં ન જોબન વાર;
પડશે જ્યારે તાહરે, માથે જમનાં માર,
ત્યારે ઉગરવાનો આરો, તારે છે નહિ રે;
માટે સમજી દુઃખની, ભીતી રાખો ભાય. હેતે નમિયે૦૮

સાખી—મનુષ્ય જન્મને પામીને, કરો ન નિંદિત કામ;
પરભવ નીશ્ચે ચાલવું, રમો જ ધર્મારામ.
કાયા માયા જાણો, વાદળ કેરી છાંયડી રે;
પાણી પુરને જાતાં, કદી ન લાગે વાર. હેતે નમિયે૦૯

સાખી—દેવગુરૂ ને ધર્મની, શ્રદ્ધા રાખો શુદ્ધ;
પાખંડી સંગ વારતાં, નિર્મળ થાયે બુદ્ધ.
નિર્મળ સમકિત રત્ન, જત્ને કરીને રાખજો રે;
જેથી ભવસાગરનો, વેગે પાર પમાય. હેતે નમિયે૦૧૦

સાખી—ધરમીની સોબત કરી, કરીયે સદ્ગુણ કામ;
સજ્જન સાધુ સંગથી, વધશે મોટી મામ.

એવા ગુણિજન ગુરૂને, દેવ નિરંજન સેવતાં રે;
પાપી લોઢું પારસ, સંગે થાશે હેમ. હેતે નમિયે૦ ૧૧

**સાખી**—પુરણ વેરણ પાપણી, આળસડી દુઃખદાય;
ધર્મે ધકકો લગાડીને, દુર્ગતિયે લઈ જાય.
તેને કાઢી દાન દયાને, પોષા આદરો રે;
જેથી ભવ દુઃખ ભંજન,ભેટે શ્રી જગદીશ. હેતે નમિયે૦ ૧૨

**સાખી**—તપ કરીને તન ગાળજો, પાતિક દુર પળાય;
જ્ઞાન ગ્રહી ગુરૂ સંગથી, કરોને પાવન કાય.
ઋષી **ગીરધારીની** સાર શીખામણ સાંભળી રે;
ધારી કરજો ઉત્તમ, શીવરમણીશું પ્યાર. હેતે નમિયે૦ ૧૩

---

# અથ શ્રી પાસકુમારનો થાળ.

---

( દેશી—હાલરડાની. અથવા " માતા ત્રીશલા ઝુલાવે પુત્ર પારણે "—એ રાગ. )

માતા વામાદે બોલાવે જમવા પાસને,
જમવા વેળા થઈ છે રમવા શીદને જાય;
રાયજી વાટ જુવેછે થાશે બહુ ઉતાવળા,
વહેલા હીંડોને ભોજનીઆ ટાઢા થાય. માતા૦ ૧

માતાજીનો વચન સુણીને જમવાને બહુ પ્રેમશું,
બુદ્ધિ બાજોઠ ઢાળી થઇ બેઠા હોંશીયાર;
તેથી થાળ અજવાળીને લાલની આગળ મુકીઆ,
વિવેક વાટકીઓ સોવરાવી થાળ મોઝાર. માતા૦ ૨

સમતા સેલડીઓ છોલીને પીતા મુકીયા,
દીલના દાઢમ દાણા ફોલી મુકયા સાર;
સમકિત સીતાફળનો રસ લેવા બહુ રાગીઆ;
જુગતે જામફળ કેળાં આરોગો અપાર. માતા૦ ૩

કુરણા કેરી ધોળી મીઠી રસની વેલડી,
સાકર કેળાં ફોલી ઉપર ખેમા ખાંડ;

ભેળા જમીલો રસીલા પ્રેમે પકવાન પીરસું;
ભાવે ઘીમાં તળીયાં રખે રાખો ચિત્ત. માતા૦ ૪
પ્રભુજીને મન મોતૈયા ગુણના ગુંદવડાં પીરસ્યાં,
પ્રેમના પેંડા જમજો માનવ ધારણ કાજ;
જાણપણાની જલેબી ખાતા ભાગે ભુખડી,
દીલનો દુધપાક મીઠો આરોગો અપાર. માતા૦ ૫
મારા લાડકડાને શીરાં સેવનું મન ઘણું,
જમતાં સાકર લઇને ઉપર ભેળો ઘૃત;
ભક્તિ ભજીયાં એ તો ખાતા લાગે રૂચડાં,
અનુભવ અથાણા ચાખો રાખો એક ચિત્ત. માતા૦ ૬
સરધા શીરોને વળી પુનની પુરી પામતા,
સંવેગ શાક તણો વળી–હરખે આવે સ્વાદ;
રસ રોટલીઓ પોળી થોડી લીજીયે,
વિચિક્ષણ વડી વઘારી તીખી તમતમ સાર. માતા૦ ૭
રાઈતી રૂઇતી કેરી આગળ તમારે ઘણી હતી,
પ્રભાવના રૂપ પુડલાનો છમકાર;
ચતુરાઇ ચુરમાના લાડુડા ભાવે હેમના,
હસના રૂપ તણી વળી રાખો એક ઉદાર. માતા૦ ૮
પ્રભુજીને પુન્યનો પાપડ જમતા પોચો લાગતો,
ચિત્તના ચોખ્ખા ઓસાવ્યા અણીયાળા અણીદાર;
જ્ઞાની ગાયના દુધ તપાવ્યા સમતા સાકર ઉપરે,
હળવે હળવે જમજો જગજીવન એ કુર. માતા૦ ૯
આસ્તા શ્રદ્ધાના શીત અમૃત જળ પીતા ઘણાં,
તનનાં તંબોલ છાંટયા પ્રભાવતી મન રંગ;
સેજે સોપારી સુડી બીડી આપે ભાવડી,
પીતાજીની સાથે ચાલ્યા પાસકુંવર. માતા૦ ૧૦
પ્રભુના થાળ તણો અર્થ ગાય શીખે ને સાંભળે,
ભેદાનભેદ સમજે તે જ્ઞાની કહેવાય;
પંડિત ગમનવિજયને શિષ્ય નમાવું કરજોડીને,
સોભગવંતા વાંદુ મનથી જે સહાય. માતા૦ ૧૧

# અથ શ્રી નાગલાની સજ્ઝાય.

( " નેક નજર કરો નાથજી "—એ દેશી. " વાડ સુણો હવે પાંચમી રે "—એ રાગ )

ભુદેવ ભાઈ ઘરે આવીયા રે, પ્રતિબોધવા મુનિરાય રે,
હાથમાં લીધું ઘીનું પાતરૂં રે, ભાઈ મુજને આઘેરો બોલાવ રે;
નવી પરણીતે ગોરી નાગલા રે. ( એ ટેક. ) ૧
એમ કહી ગુરૂજી પાસે લઈ ગયા રે, ગુરૂજી પુછે દિક્ષાનો કાંઈ ભાવ રે;
લાજે નકારો નવી કર્યો રે, દિક્ષા લીધી ભાઈ પાસે ભોળે ભાવ રે. નવી૦ ૨
બાર વરસ સંજમમાં રહ્યા રે, હૃદે ધરતો નાગલાનું ધ્યાંન રે;
હાંહાં મુરખ મેં શું કર્યું રે, નાગલા તે જીવન પ્રાણ રે. નવી૦ ૩
ચંદ્રવદની મ્રગાલોચની રે, વલવલતી મુકી નીજ નાર રે;
સોળ વરસની તે સુંદરી રે, સુંદર તનું સુકુમાળ રે.—નવી૦ ૪
માત પીતા ત્હેને નથી રે, એકલડી તે અબળા નાર રે;
મુજ ઉપર અનૂરાગણી રે, તો કરવી ત્હેની સંભાળ રે. નવી૦ ૫
ઊંબર પુષ્પ તજી કરી રે, અરક ગ્રહિ કર માળ રે;
પામીને સુખ તજી કરી રે, પડીયો કષ્ટ જંજાળ રે. નવી૦ ૬
ભુદેવ ભગ્ન ચિત્તે આવીયો રે, અણઓળખીતે પુછે ઘરની નાર રે;
કેણે દીઠી તે ગોરી નાગલા રે, અમે વ્રત તે છોડણ હાર રે. નવી૦ ૭
નારી ભણે સુણો સાધુજી રે, વમ્યો ન લીજે આહાર રે;
હસ્તી ચડીને ખર કુણ ચડે રે, તમે છો જ્ઞાનના ભંડાર રે. નવી૦ ૮
હવે કેમ વંચ્છો વમ્યા આહારને રે, તે નહિ માનવ આચાર રે;
તમે ઘર ઘરણી તજી કરી રે, તો શી કરવી તેની સંભાળ રે. નવી૦ ૯
ધન્ય સુબાહુ ધન્ના શાળીભદ્રજી રે, ધન્ય ધન્ય મેઘકુમાર રે;
નારી તજી સંજમ લીયો રે, ધન્ય ધન્ય ધન્નો અણગાર રે. નવી૦ ૧૦
દેવકી સુત સોળસા તણા રે, નેમ તણી વાણી સુણી ઉલ્લાસ રે;
બત્રીસ બત્રીસ સતીયા તણો રે, પરહર્યો ભોગ વીલાસ રે, નવી૦ ૧૧
નરકની ખાણ નારી છે રે, નરકની દીવીય છે નાર રે;
તુમે તજો મુનિરાજજી રે, જેમ પામો ભવતણો પાર રે. નવી૦ ૧૨

અંકુશે વશ ગજ આણીયો રે, રાજેમતી રહેનેમ જેમ રે;
તિમ વચન વશ આણીયા રે, નાગલાએ ભુદેવ એમ રે. નવી૦ ૧૩
નાગલાએ નાથ સમજાવીયો રે, ફરી લીધો સંજમ ભાર રે;
ભુદેવ દેવલોક ગયો રે, હુવા હુવા શીવકુમાર રે. નવ૦ ૧૪
પાંચમે ભવે જંબુ સ્વામિજી રે, પરણ્યા પદમણી આઠ રે;
ક્રોડ નવાણું ધન્ન લાવીયા રે, એ છે સુત્રનો પાઠ રે. નવી૦ ૧૫
પ્રભવાદિક ચોર પાંચસે રે, પદમણી આઠે નાર રે;
કર્મ ખપાવી મુગતે ગયા રે; સમય સુંદર સુખકાર રે. નવી૦ ૧૬

---

# अथ श्री मुनिसुव्रत जीन स्तवन.

---

("અહો પીયુ પંખીડા નારી ગુણાવાળી તામ જો"-એ દેશી)

અહો પ્રભુ મુજ પ્યારા, ન્યારા થયા કેઇ રીત જો,
ઉલગીઆને આલાલું, બનતાહસો રે લોલ;
અહો પ્રભુ મુજ પ્યારા, ભક્તવત્સલ ભગવંત જો,
આપ વસો મુજ મંદીર, સાહેબ માહરે રે લોલ. ૧
અહો પ્રભુ મુજ પ્યારા, ક્ષણુ ન વીસારૂં તુજ જો.
તંબોલીના પાન તણી, પરે ફેરતો રે લોલ,
અહો પ્રભુ મુજ પ્યારા, લાગી મુજને માયા જોર જો,
હિણુપરવાસી સુ સાહીબ, તુમને હેરતો રે લોલ. ૨
અહો પ્રભુ મુજ પ્યારા, તુનિ સનેહી જિનરાય જો,
એક પંખી પ્રીતલડી કિણુ, પરે રાખીયે રે લોલ;
અહો પ્રભુ મુજ પ્યારા, અંતર્ગતની મહારાજ જો,
વાતલડી વિણુ સાહેબ, કહેને દાખીયે રે લોલ. ૩
અહો પ્રભુ મુજ પ્યારા, અલખરૂપ થઈ આપ જો,
જઈ વસો શિવ મંદીર, માંહે તું જઈ રે લોલ;
અહો પ્રભુ મુજ પ્યારા, લાધ્યો તુમારો ભેદ જો,
સુત્ર સિદ્ધાંતે શ્રુતિ મેં, સાહીબ તુમ લઈ રે લોલ. ૪

અહો પ્રભુ મુજ પ્યારા, જગજીવન જીનરાય જો,
મુનિસુવ્રત જિન મુજરો, માનજો માહરો રે લોલ;
અહો પ્રભુ મુજ પ્યારા, પય પ્રણમી જીન રાય જો,
ભવ ભવ સરણો સાહીબ, સ્વામિ તાહરો રે લોલ. ૫
અહો પ્રભુ મુજ પ્યારા, રાખશું હૃદય મોઝાર જો,
આપોને શામળીયા, પદ્ધી તાહરી રે લોલ;
અહો પ્રભુ મુજ પ્યારા, રૂપવિજયનો શિષ્ય જો,
મોહનને મન લાગી, માયા તાહરી રે લોલ. ૬

# अथ श्री महावीर जीन स्तवन.

( " પ્રવચનની પ્રભાવના નિત્ય " કરીયે "—એ દેશી. )

વીર કુમારની વાતડી કેને કહીયે, હાંરે કેને કહીયે રે કેને કહીયે;
નવિ મંદીર બેસી રહીયે, હાંરે સુકુમાળ શરીર. વીર૦ ૧
બાળપણાથી લાડકો નૃપ ભાવ્યો, હાંરે મળી ચોસઠ ઇંદ્રે મલ્હાવ્યો;
ઇંદ્રાણી મળી હુલરાવ્યો,, હાંરે ગયો રમવા કાજ. વીર૦ ૨
છોરૂ ઉછાંછળાં લોકના કેમ રહિયે, હાંરે એની માવડીને શું કહીયે;
કહિયે તો અદેખાં થઇયે, હાંરે નાશી આવ્યાં બાળ. વીર૦ ૩
આમલકી ક્રીડા વશે વિંટાણો, હાંરે મોટો ભોરિંગ રોષ ભરાણો;
વીરે હાથે ઝાલીને તાણ્યો, હાંરે કાઢી નાંખ્યો દૂર. વીર૦ ૪
રૂપ પિશાચનું દેવતા કરી આવ્યો, હાંરે મુજ પુત્રને લેઈ ઉછાળ્યો;
વીર મુષ્ટિ પ્રહારે વળીયો, હાંરે સાંભળીયે એમ વીર૦ ૫
ત્રિશલા માતા મોજમાં એમ કહેતી, હાંરે સખીઓને ઓલંભા દેતી;
ક્ષણ ક્ષણ પ્રભુ નામજ લેતી, હાંરે તેડાવે બાલ. વીર૦ ૬
વાટ જોવંતા વીરજી ઘેર આવ્યા, હાંરે માતા ત્રિસલાએ નવરાવ્યા;
ખોળે બેસાડી હુલરાવ્યા, હાંરે આલિંગન દેત. વીર૦ ૭
યોવન વય પ્રભુ પામતાં પરણાવે, હાંરે પછી સંજમશું દીલ લાવે;
ઉપસર્ગની ફોજ હઠાવે, હાંરે લીધું કેવળનાણ. વીર૦ ૮

કર્મ સૂદન તપ ભાંખીયું જીનરાજે, હાંરે ત્રણ લોકની ઠકુરાઇ છાજે;
ભકિત પૂજા કહી શિવ કાજે, હાંરે ભવીને ઉપગાર. વીર૦ ૯
શાતા અશાતા વેદની ક્ષય કીધું, હાંરે આપે અક્ષય પદ લીધું;
શુભ વીરનું કારજ સીધું, હાંરે ભાંગે સાદિ અનંત. વીર૦ ૧૦



# અથ શ્રી નેમીનાથ જીન સ્તવન.

( " કાચી કળીના અનારકી રે હાં. "—એ દેશી. )
તોરણ આવી રથ ફેરી ગયા રે હાં. પશુઆ દેઈ દોશ; મેરે વાલીમા.
નવ ભવ નેહ નિવારિયો રે હાં, શ્યો જોઈ આવ્યા જોશ. મેરે૦ ૧
ચંદ્ર કલંકી જેહથી રે હાં, રામને સીતા વિયોગ; મેરે૦
તેહ કુરંગયે વયણડે રે હાં, પતિ આવે કુણ લોગ. મેરે૦ ૨
ઉતારી હું ચિત્તથી રે હાં, મુકિત ધુતારી હોત; મેરે૦
સિદ્ધ અનંતે ભોગવી રે હાં, તેહશું કવણ સંકેત. મેરે૦ ૩
પ્રીત કરતાં સોહિલી રે હાં, નિર વહેતાં જંજાળ; મેરે૦
જહેવો વ્યાલ ખેલાવવો રે હાં, જહેવી અગ્નિ ઝાળ મેરે૦ ૪
જો વિવાહ અવસરે દીઓ રે હાં, હાથ ઉપર નવિ હાથ; મેરે૦
તો દિક્ષા અવસર દીજીયે રે હાં, શીર ઉપર જગ નાથ. મેરે૦ ૫
ઇમ વલવલતી રાજુલ ગઈ રે હાં, નેમી કને વ્રત લીધ; મેરે૦
વાચક યશ કહે પ્રણમિયે રે હાં, એ દંપતી દોય સિદ્ધ. મેરે૦ ૬

# અથ શ્રી ધર્મનાથ જીન સ્તવન.

( " બેડલે ભાર ઘણો છે રાજ, બાતાં કેમ કરોછો. "—એ દેશી.)
થાશું પ્રેમ બન્યો છે રાજ, નિર વહેશો તો લેખે,
મેં રાગી થેં છો નીરાગી, અણજુગતે હોય હાંસી;
એક પખો જે નેહ નિર્વહિએ, તેહમાં શી શાબાશી. થાશું૦૧
નીરાગી સેવે કંઇ હોવે, ઈમ મનમાં નવિ આણું;
ફલે અચેતન પણ જિમ સુરમણિ, તિમ તુમ ભકિત પ્રમાણ. થાશું૦૨

ચંદન શીતળતા ઉપજાશે, અગ્નિ તે શીત મિટાવે;
સેવકનાં તિમ દુઃખ ગુમાવે, પ્રભુ ગુણુ પ્રેમ સ્વભાવે. થાશું૦ ૩
વ્યસન ઉદય જે જલધિ અણુ હરે, શશીનું તેજ સંબંધે;
અણુ સંબંધે કુમુદ અણુ હરે, શુદ્ધ સ્વભાવ પ્રબંધે. થાશું૦ ૪
દેવ અનેરા તુમથી છોટા, થેં જગમાં અધિકેરા;
યશ કહે ધર્મ જિનેશ્વર થાશું, દિલ માન્યા હેં મેરા. થાશું૦ ૫

## अथ श्री उपदेशी सज्झाय.

( "સીતાજી દીયે રે ઓલીંભડો."—એ દેશી. )

રે જીવં જીન ધર્મ કિજીએ, ધર્મના ચાર પ્રકાર;
દાન, શીયળ, તપ, ભાવના, જગ માંહે એ તત્ત્વસાર. રે જીવ૦ ૧
વરસ દિવસને પારણે, શ્રી આદીશ્વર આહાર;
ઇક્ષુરસ પ્રતિલાભીયો; શ્રી શ્રેયાંસકુમાર. રે જીવ૦ ૨
ગજ ભવે સસલો રાખીયો, કીધી કરૂણા સાર;
શ્રેણિક નૃપ ઘર અવતર્યો, અંગજ મેઘકુમાર. રે જીવ૦ ૩
ચંપા પોળ ઉઘાડવા, ચારણી કાઢયો નીર;
સતીય સુભદ્રા જશ થયો, તીણુરો શીયળ સધીર. રે જીવ૦ ૪
તપ કરી કાયા શોષવી, અરસ નીરસ લે આહાર;
વીર જીણંદ વખાણીયો, ધન્ય ધન્નો અણુગાર. રે જીવ૦ ૫
અનંત ભાવના ભાવતાં, ધરતા નિર્મળ ધ્યાંન;
ભરત આરિસા ભુવનમેં પામ્યા કેવળ જ્ઞાન. રે જીવ૦ ૬
એહ ધર્મ સુરતરૂ સમો, એહની શીતળ છાંય;
સૂમય સુંદર કહે સેવતાં, મોક્ષતણાં ફળ પાયારે. જીવ૦ ૭

## अथ श्री जीरण शेठनी सज्झाय.

( દોહરો. )

શ્રી અરીહંત અનંત ગુણી, અતિશય પૂરણ ગાત્ર;
જ્ઞાની મુની સંજતી, તે જાણો ઉત્તમ પાત્ર. ૧

પાત્ર તણી અનુમોદનાં કરતો જીરણ શેઠ;
શ્રાવક ગતિ અચ્યુત લહી, નવગ્રહીવેગા હેઠ. ૨

દશ ચોમાસા વીરજીન, વિચરંતા સંજમ વાસ;
વિશાળાપુરીમાં આવીયાં; અગીયારમેં રે ચોમાસ. ૩

## ॥ ઢાળ. ॥

( "હવે નરપતી એમ ચીંતવેજી રે."—એ દેશી. )

ચોમાસે અગીયારમેં જી રે, વિચરંતા સાહસ ધીર,
વિશાળાપૂરીમાં આવીયા જી રે, ધરમ ધોરીધર ધીર;
જગત ગુરૂ ત્રીસલા નંદન વીર. એ ટેક. ૧

બળદેવનો છે દેહરો જી રે, તિહાં પ્રભુ કાઉસગ્ગ કીધ;
પચ્ચખાંણુ ચોમાસના જી રે, સ્વામીજીએ તપ કીધ. જગત૦ ૨

જીરણ શેઠ તિહાં વસે જી રે, શ્રાવક ધરમ સધીર;
અલંકારે પ્રભુ ઓળખ્યા જી રે, દીઠા શ્રી માહાવીર. જગત૦ ૩

આજ એ છે ઉપવાશીયા જી રે, સ્વામી શ્રી વર્ધમાન;
કાલે કરશે પ્રભુ પારણો જી રે, સ્વહસ્તે દેશું દાંન. જગત૦ ૪

જીરણ શેઠ મન ચીંતવે જી રે, સફળ ફળે મુજ આશ;
પક્ષ માસ ગણતાં થકા જી રે, પુરા હુવા ચારે માસ..જગત૦ ૫

પછી કરી સહુ પારણો જી રે, સ્વામીજીને પ્રતિલાભ;
હોય મનોરથ એહવો જી રે, તો વરસે વીણુ આભ. જગત૦ ૬

દ્વારે આવે છે પ્રાહુણો જી રે, નિમંત્ર્યો એકવાર;
પ્રભુજી ક્યારે આવશે જી રે, મેં નિમંત્ર્યા વારંવાર. જગત૦ ૭

અવસરે ઊઠયાં ગોચરી જી રે, શ્રેયાંસ જશનો પુત;
વિશાળાપૂરીમાં આવીયા જી રે, પૂર ઘરે પહુંત. જગત૦ ૮

મિથ્યાત્વી જાણે નહિ જી રે, જંગમ તિરથ જેહ;
દાસીને કહે એહને જી રે, કાંઇક ભીક્ષા દેહ. જગત૦ ૯

ચાટુ ભરી તેણે બાકુળા જી રે, આંણી પ્રભુજીને દીધ;
નીરાગી તો લેઈ વળ્યા જી રે, સ્વામિએ પારણું કીધ.જગત૦ ૧૦

દેવ બજાવે દુંદુભી જી રે, બોલે છે બે કર જોડ;
હેમ વૃષ્ટી હુઇ તેહેને જી રે, સાડાબાર કરોડ. જગત૦ ૧૧
લોકરાય તવ એમ કહે જી રે, ધન્ય ધન્ય પુરણ શેઠ;
ઉત્તમ કરણી એણે કરી જી રે, અવર સહુ તમ હેઠ. જગત૦ ૧૨
રાય કહે તમે શું દીયો જી રે, પારણું કીધું રે વીર;
રાય ભણી તે એમ કહે જી રે, મેં તો વહોરાવી ખીર. જગત૦ ૧૩
જીરણ શેઠ શ્રવણે સુણી જી રે, વાજીંત્ર દુંદભી નાદ;
અનથ કીયો પ્રભુ પારણો જી રે, મનમાં થયો વીખવાદ. જગત૦ ૧૪
જેજે મનોરથ મેં કીયા જી રે, તે તો રહ્યા મનમાંય;
નીરધનીયો જેમ જેમ ચીંતવે જી રે, તેમ તેમ નીષ્ફળ થાય. જગત૦ ૧૫
પ્રાપ્તિ વીનાં કેમ પાંમીયે જી રે, મહેર ન આવી રે સ્વાંમ;
કલ્પતરૂ કેમ પાંમીયે જી રે, મેરૂ મંડળને ઠામ, જગત૦ ૧૬
અનથ કીયો પ્રભુ પારણો જી રે, અન્યત્ર કીયો રે વિહાર;
પાસ સંતાનીયા આવીયા જી રે, તે મુનિ કેવળધાર. જગત૦ ૧૭
વિશાળાપુરીનો રાજીયો જી રે, લોક સર્વેને આનંદ;
રાય પ્રસન્ન તવ કરે જી રે, ગુરૂ ચરણે નીજ વંદ. જગત૦ ૧૮
મારી નગરીમાં કોણ છે જી રે, પુન્યવંત ને જશવંત;
કહે કેવળી આજ તો જી રે, જીરણ શેઠ મહંત. જગત૦ ૧૯
રાય કહે કોણ કારણે જી રે, જીરણ શેઠ મહંત;
દાન દીયો શ્રી વીરને જી રે, તે તો પુરણ શેઠ. જગત૦ ૨૦
રાય પ્રત્યે કહે કેવળી જી રે, પુરણે દીયો રે દાંન;
હેમ વૃષ્ટી હુઈ તેહને જી રે, અવર ન કોઈ પ્રમાણ. જગત૦ ૨૧
એક ઘડીસર દુંદુભી જી રે, જીરણ ન સુંણંત કાન;
તો લીયત જીરણ સહી જી રે, ઊત્તમ કેવળ નાણ. જગત૦ ૨૨
દેવલોક વળી બારમે જી રે, જીરણ પુન્ય પ્રબંધ;
વગર દાંન દીધે ફળ્યો જી રે, ઊત્તમ સુર સંબંધ. જગત૦ ૨૩
ભવ્ય જીવ તમે સાંભળો જી રે, દાંન દીયે સુખ હોય;
દાન તણી અનુમોદના જી રે, જેમ જીરણ ફળ હોય. જગત૦ ૨૪

દાન તણી અનુમોદના જી રે, દાન સુપાત્રે રસાળ;
દાન દીયે સુપાત્રને જી રે, તેને વંદે મુનિ માલ.　　જગત૦ ૨૫

## अथ श्री नेमनाथनी लावणी.

તુમ તજ કર રાજુલ નાર, તજ્યા સબ ઘર રે, તજ્યા૦
મેં નમુ નેમકે પાય, ગયા ગીરીવર રે.
મેં પ્રીત પીયાકી કર કર, પલ્લે લાગી, પલ્લે૦
તુમ ત્યાગ ચલે બન ખંડ, હુવે વૈરાગી.
અબ રાજુલ સરખી સતી, ભાવસે ત્યાગી, ભાવ૦
તારે અંતરગઢમેં જ્યોત જ્ઞાનકી જાગી.
યું રોતી રાજુલ નાર, નયણુ ભર ભર રે, નય૦ મેં નમુ૦ ૧
મેં અરજ કરૂં કરજોડ, કરો મન પ્રસન્ન, કરો૦
મેરે શીરપર તુમ શીરદાર, દેજો મુજ મોહે દર્શન.
મેં સુખ સખીઅનકા દેખ, લગ્યો મન તરસન, લગ્યો૦
મેરે આયો નયણુમેં નીર, લગ્યો નિત્ય બર્શન.
મેરે નેમ મીલનકી આશ, મીલું કીમ કર રે, મીલું૦ મેં નમુ૦ ૨
મેં નહી કીની તકસીર, ચલે કયું રૂઠે, ચલે૦
મેરે ઘરમેં કુટુંબ પરીવાર, ચાર દીશ ચુંટે.
મેં જો રહું ઘરકે માંહિ, જોબન સબ લુંટે, જોબન૦
મેં થલુ પીયાકે સાથ, પ્રીત કયું છુટે.
મેરે નેમ વીના ઓર નહિ, જગતમેં વર રે, જગ૦ મેં નમુ૦ ૩
તુમે તારી રાજુલ નાર, મુગતમે મેલી, મુગત૦
પીછે નેમ ગયે નિર્વાણ, કરમ સબ ઠેલી.
મેં નિત્ય ઉગે પ્રભાત, નમું પદ પહેલી, નમું૦
શ્રી જીનવર વીન જગમાંહે, નહિ કોઈ બેલી,
યું અરજ કરે જીનદાસ, સુણો જીણવર રે, સુણો૦ મેં નમું૦ ૪

# अथ श्री उपदेशी बार मास.

( " ચાલો સખી વંદનને જઇએ "—એ દેશી. )

**કારતકે** કુંજરને કાંને,
ડાભ અણી કપટી ધ્યાને, કે તન ધન જોબન એમ જાણે;
રસીલો ધર્મ સદા કરીએ, કે વીરજીનું નામ રૂદે ધરીયે. રસીલો૦ ૧
**માગશરે** મનુષ્યપણું પાંમી, આરાધો અંત્તરજામી;
શીવરમણી લેજો પામી. રશીલો૦ ૨
**પોષે** તું શોષ કરે મનમાં, ધનધ્યાન દારા ધ્યાવે ચિત્તમાં;
નથી જાણુતો જે જાવું ક્ષણુમાં. રસીલો૦ ૩
**માહે** મુર્ખ તું મોહ્યો પરનારી, બાંધ્યાં તેં કર્મ ઘણા ભારી;
બાજી સર્વે ગયો તું હારી. રસીલો૦ ૪
**ફાગણે** ફેરા નવી ફરીએ, જીવ દયા દલમાંહિ ધરીએ;
તો અજર અમર પદવી વરીએ. રસીલો૦ ૫
**ચઈતરે** ચિત્તમાંહિ ધારો, સ્વાર્થનો સહુ પરીવારો;
અંતે કોઈ નથી જોનારો. રસીલો૦ ૬
**વૈઈશાખે** વહી ગઇ પાખી, હાથ પગ ને કાયા થાકી;
કે'નો કાકો કે'ની કાકી. રસીલો૦ ૭
**જેઠે** તું તો વેઠ કરે ઘરની, આગળ વીટંબણા છે રણની;
ચાડી ને ચુગલી તજો પરની. રસીલો૦ ૮
**અષાડે** આશા મન મોટી, કાયા ને માયા સર્વ ખોટી;
કાળ ઓચિન્તો પકડશે ચોટી. રસીલો૦ ૯
**શ્રાવણે** સદ્‌ગુરૂની સેવા, ભજીએ દેવાધીદેવા;
શીવરમણી પામે મેવા. રસીલો૦ ૧૦
**ભાદરવે** ભય મનમાં આણી, આપ સમાન સહુ જાણી;
તો શીવરમણી લેજો માણી. રસીલો૦ ૧૧
**આસોએ** આતમને દમીએ, સાધુ શ્રાવક વ્રતમાં રમીએ;
**નરક નીગોદમાં નવી ભમીએ.** રસીલો૦ ૧૨

સઘળા પંડીતમાં ડાહ્યા, **જેષ્ટમલજી** ગુરૂરાયા;
સાધુ ને શ્રાવકે ગુણ ગાયા. રસીલો૦ ૧૩

# અથ શ્રી ચંદનબાળાની સજ્ઝાય.

**( "ઘડપણ કોણે મોકલ્યું" એ છાંયામાં ગવાય છે—એ દેશી. )**

કોસંબી નગરી પધારીયા, વહોરવાને શ્રી મહાવીર,
અભીગ્રહો રે એમ ચિન્તવ્યો, તમે શું જાણી જગદીશ,
હો સ્વામિ ભામણે જાવું ઓ સદ્દગુરૂ. એ ટેક. ૧
વહોરવા નિત્ય નિત્ય દહાડલે, મુનિ ભમતા નિત્ય નિત્ય બહાર;
સુખડી ઘેવર કાઢી મુકયાં, એ તો મનમાંહે ના આણે લગાર. હો૦ ૨
રાજાના મહેલ લુંટાઈ ગયા, લુંટી તે ચંપા પોળ;
નિજ થાનક આવી રહ્યા, ત્યાં તો હાથી ઘોડાના ગંજ. હો૦ ૩
રાજાના મહેલ લુંટાઈ ગયા, લુંટી કરી ઘેર જાય;
સૌ પાયક મેડીએ ચઠયું, ત્યાં તો દીઠા ચંદનબાળ. હો૦ ૪
ચંદનબાળા ધારણી, હેઠે ઉતરીયા જેહ;
ખાંધે ચઢાવી લઈ ગયો, એ તો બોલે છે કડવા બોલ. હો૦ ૫
બાઈ તુમ્હારે ઘેર ગોરડી, હું છું ત્હારો નાથ;
એવા વચન જ્યારે સાંભળ્યા, ત્યારે ધારણીએ કીધો કાળ. હો૦ ૬
જીભ કચરી મરી ગયા, મરતાં ના લાગી વાર;
એ તો મરી ગયા તત્કાળ. હો૦ ૭
ખાંધેથી હેઠા પડ્યા, ટળવળે ચંદનબાળ,
બાઇ તું મારે ઘેર બેટડી, હું છું ત્હારો બાપ;
બાઇ ના કરીશ આપઘાત. હો૦ ૮
ખાંધે ચઢાવી લેઇ ગયો, ઘેર છે ચેતના નાર;
જાઓ વેચો બજારમાં, નહિ તો જાશું રાજ પોકાર. હો૦ ૯
ખાંધે ચઢાવી લેઈ ગયો, વેચે તે બજારમાંહિ;
ચઊટામાં ઉભી કરી, તેને મુલવે કોસ્યા નાર. હો૦૧૦

લાખ ટકે બાઈ મુલવે, મોં માગ્યા આપે તે મુલ;
લાખ ટકા ને વળી અધલાખ, બાઈ તમારે ઘેર કેવો આચાર. હો૦ ૧૧
રાગ ઠાઠ બનાવવા, કરવા તે સોલ શણગાર;
હીંડોળા ખાટે હીંચવા, અમ ઘેર ચાવવા કેવડીયા પાન. હો૦ ૧૨
મારો ભટ્ઠુ પડયો અવતાર હો સ્વામિ, મેં તો નહિ આરાધ્યા અરીહંત હો૦
મેં તો નહિ સમર્યા ભગવંત હો સ્વામિ, મેં તો તોડી પુન્યની પાળ. હો૦
મેં તો માય વછોડા બાળ હો સ્વામિ, મેં તો કુડા દીધા આળ. હો૦ ૧૩
આકાશે ઉભા દેવતા, સાંભળ્યાં એવા બોલ;
એને ઉલટી વલુરી વાંદરે. હો૦ ૧૪
નાક કાન વલુરીયા, કોસ્યા તે નાશી જાય;
એ તો નાશી ગઇ તત્કાળ. હો૦ ૧૫
ખાંધે ચઢાવી લઈ ગયો, વેચે બજારની માંહી;
ચઉટામાં ઉભી કરી, એને મુલવે દશરથ શેઠ. હો૦ ૧૬
લાખ ટકા રે બાઇ મુલવે, મોં માગ્યા તે મુલ;
લાખ ટકા ને વળી અધલાખ, ભાઇ તમ ઘર કેવો આચાર. હો૦ ૧૭
અપવાસ એકાસણા અતી ઘણા, આબેલનો નહિ પાર;
પોષા પડીક્કમણા સુખે કરો, અમ ઘેર પાણી ગળવા ત્રણ કાળ. હો૦ ૧૮
મારો સફળ થયો અવતાર હો સ્વામિ, મેં તો આરાધ્યા અરીહંત, હો૦
મેં તો સમર્યા શ્રી ભગવંત હો સ્વામિ, મેં તો બાંધી પુન્યની પાળ. હો૦ ૧૯
શેઠજી વખારેથી આવીયા, ધોવે તે શેઠના પાય;
મુલાએ મન ચીતવ્યું, એ તો નારી કરીને રાખ. હો૦ ૨૦
હાથે તે ઘાલ્યા ડહકલાં, પગે ઘાલી હેડ;
મસ્તક મુંઠાવે વેણીના કેશ હો સ્વામિ, એમને ઘાલ્યા ગુપ્ત દરબાર. હો૦ ૨૧
પેહેલો દીવસ ત્યાં થયો, કયાં ગયા ચંદનબાળ;
સરખી સૈયરમાં રમવા ગયાં, એ તો કહ્યું ના કરે લગાર. હો૦ ૨૨
બીજો દીવસ ત્યાં થયો, કયાં ગયા ચંદનબાળ;
સરખી સાહેલીમાં રમવા ગયાં, એ તો ઘરમાં ના આવે લગાર. હો૦ ૨૩
ત્રીજો દહાડો ત્યાં થયો, કયાં ગયા ચંદનબાળ;
સરખી સાહેલીમાં રમવા ગયા, એ તો મનમાં ના આણે લગાર. હો૦ ૨૪

ચોથો દીવસ ત્યાં થયો, કયાં ગયા ચંદનબાળ,
શેઠજીએ કાઢયો કટારડો, હવે મારશું મારે પેટ; હો સ્વામિ.
મુલા નાસી ગઈ તત્કાળ. હો૦ ૨૫
શેઠજીએ પાડોશીને પુછીયું, કયાં ગયાં ચંદનબાળ;
હાથે તે ઘાલ્યાં ડસકલાં, પગે ઘાલી હેડ;
મસ્તકે મુડાવ્યાં વેણીના કેશ. હો૦ ૨૬
શેઠજીએ તાળા તોડી કાઢીયાં, બેસાડયાં ઉંબરા માંહિ;
સુપડાના ખુણે બાકળાં, શેઠજી જાય લુહારને તેડવા. હો૦ ૨૭
એમ છ માસી તપને પારણે, મુનિ ભમતાં નિત્ય નિત્ય બહાર;
સઘળી જોગવાઇ ત્યાં મીલી, ત્યાં તો દીઠી ન આંસુની ધાર.હો૦૨૮
ત્યાંથી મુનિ પાછા વળ્યાં, ટળવળે ચંદનબાળ;
મેં તો શ્યા કર્યા અપરાધ. હો૦ ૨૯
મુનિએ પાછા વળી જોયું, નયણુ દીઠી આંસુની ધાર, હો૦ ૩૦
અઠમકેરે પારણે વ્હોરાવ્યાં ચંદનબાલ, વ્હોરાવી તમે કરો પારણું;
તમારો સફળ હોવે અવતાર. હો૦ ૩૧
હાથે થયો સોનાનો ચુડલો, પાયે ઝાંઝર ઝમકાર;
મસ્તકે આવ્યા વેણીના કેશ હો સ્વામિ, સેંથો પુરી મોતીનીસેર,હો૦ ૩૨
શેઠજી લુવાર તેડી લાવીયાં, શું થયું ચંદનબાળ,
પીતા તમારે પસાય હો સ્વામિ, એવે આવી મુલાં માતા હો સ્વામિ;
માતા તમારે પસાય. હો૦ ૩૩
દેશોદેશના રાજવી, ચંદનબાળાને વાંદવા જાય,
ત્યાં તો સાડાબાર ક્રોડની વૃષ્ટિ હો સ્વામિ;
ત્યાં તો દેવતાઇ વાજાં વાગે હો સ્વામિ, ત્યાં તોઅઠઇ મોહોત્સવ થાય,હો૦
એમ લબ્ધીવિજય ગુણ ગાય. હો૦ ૩૪

## अथ श्री महावीर स्वामिने अरजी

( રાગ-સોઠ અથવા “મેરે ગમકે શીરાના”—એ દેશી. )

મહાવીર સ્વામી, અંતરજામી,
શિવગતગામી, પુરો હમારી આશ;

પ્રણમું શિરનામી, કુમતિ વામી,
સુમતિ સ્વામિ, પુરો હમારી આશ. એ ટેક.

**સાખી**—પરમ કરમ સંચ્યા ખરા, મ્હેં સેવ્યાં વીષય વીકાર;
આત્મદોષ નહિ ઓળખ્યો, ગર્વ સહિત ગમાર.
બાંધ્યા કર્મ અપારી, વિનંતિ મારી;
ચિત્તમેં ધારી, પુરો હમારી આશ, મહા૦ ૧

**સાખી**—આયો હું આપને આશરે, બાંહ્ય ગ્રહ્યાની લાજ;
ભમતાં ભવજળ પાર ઉતારો, ગીરવા ગરીબ નીવાજ.
એ છે અરજી હમારી, લેજો સ્વીકારી;
છો ઉપકારી, પુરો હમારી આશ. મહા૦ ૨

**સાખી**—વીર પ્રભુ મુજ હાર હૈયાના, આતમના આધાર;
તુમ ચરણાંબુજ વાશના કેરી, અંતર હોંશ અપાર.
છો વિશ્વાધારી, સુરત પ્યારી;
લેજો ઉગારી, પુરો હમારી આશ. મહા૦ ૩

**સાખી**—જન્મોજનમ હું દાસ તુમારો, મ્હાલા પ્રભુશું વિશ્વાસ;
**ચંપાલાલજી મુનિ પ્રતાપે, અરજી કાળીદાસ.**
કીધી હર્ષ અપારી, ચિત્ત વિચારી,
લ્યો અવધારી, પુરો હમારી આશ. મહા૦ ૪

---

# अथ श्री उपदेशी सज्झाय.

---

( " તું તો અનંત કાળથી ભમીયો રે. "—એદેશી. )

મન ડર રે ચોરાશીને ગરહરે, મન ડર રે. એ ટેક.
તુંતોલાખચોરાશીમાંભમીયોરે,તું તો જન્મોજનમ કરી મરીયો રે;
તારો કાજ કછું નહિ સરીયો રે. મન ડર રે૦ ૧
નવ માસ ઉદરમાંહિ રહ્યો રે, મલ મુત્ર તણો દુઃખ સહ્યો રે;
માતાજીકે હાથે ઉલરાયો રે. મન ડર રે૦ ૨
તિહાં નવનવ મંગળ ગાયા રે, વિહાં વાજા બહોત બજાયા રે;

સહુકે મન હરખ ઉમાયા રે. મન ડર રે૦ ૩
પુત્રજતન કરીને પાળ્યો રે, પરણી કાઢવા લાગ્યો ગાળી રે;
દુનીયા હસી હસી દેવે તાળી રે. મન ડર રે૦ ૪
કેડ મરડીને મારગ ચાલે રે, મુછો મરડીને બાંહે વળ ઘાલે રે;
પણ કાળશું જોર ન ચાલે રે. મન ડર રે૦ ૫
ફીર જોબન વય મદમાંતો રે, મુંઢે કાળ ન જાણ્યો જાતો રે;
વીષય રંગ રસમાંહે રાતો રે. મન ડર રે૦ ૬
શીરે હોય હોય તોરા ટાંકે રે, તારી દેહ અનુપમ ઓપે રે;
પણ થારાપર જમ કોપે રે. મન ડર રે૦ ૭
ઉંચામહેલચણાવ્યાઅતિભારીરે, જાળી જરૂખાનીછબી ન્યારીરે;
આઇ કાળ તણી અસ્વારી રે. મન ડર રે૦ ૮
યોં કરીયો ને યોં કરશું રે, ભંડાર ભર્યા ફેર ભરશું રે;
મુંઢ ના જાણે અબ મરશું રે. મન ડર રે૦ ૯
રંગ મહેલ પલંગ પર પોઢ્યારે, તિહાં દોય દોય દીપક જોયાં રે;
રમણીકા રંગ મોહ્યા રે. મન ડર રે૦ ૧૦
તું જાણે એ ઘર માહરો રે, પણ સંગ નહિ ચાલશે તારેરે,
કાયા બાળીને કરી દેશે છારી રે. મન ડર રે૦ ૧૧
એમ જાણીને સુકૃત કરીયે રે, સંસાર સમુદ્રથી તરીયે રે;
એમ આતમ કાજ કરીયે રે. મન ડર રે૦ ૧૨
ઋષી રાયચંદજી એમ બોલે રે, દયા ધર્મ તણે નહિ તોલે રે;
તીન લોકમાંહિ અમોલે રે. મન ડર રે૦ ૧૩

## ગુરુજી વિહાર કરે ત્યારે શ્રાવકે વિનંતિ કરવા. વિષે સ્તવન.

ભુલ મત જાજોજી ગુરૂ માંને, વિસર મત જાજોજી ગુરૂ માંને;
મેં અરજ કરાછા થાંને, ભુલ મત જાજોજી. એ ટેક.
સદ્‌ગુરૂ પ્રેમ હઇયા બીચ જડીયા, પ્રગટ કહું કે છાને;
જો મુજથી અપરાધ બન્યો તો, કરમ દોષ ગુરૂ માંને. ભુલ૦ ૧

ભવસાગર જલસે ભરીયો, જીવ તરણુ નહિ જાણે;
જીરણુ નાવ જો જરી ડુબે, પાર કરો ગુરૂ માંને. ભુલ૦ ૨
મેં ચાકર મેં ચુક પડી તો, ગુરૂ અવગુણુ નહિ માંને;
બાળક ગુના કીયા બોતેરા, પીત્યા બીરદ એમ જાણે. ભુલ૦ ૩
મેરી દોડ હે જહાં લગે સદ્ગુરૂ, નમસ્કાર ચરણાંમે;
**ભેરૂલાલકી** એહી બિનતિ, ધન્ય ધન્ય હે સંતાને. ભુલ૦ ૪

---

# અથ શ્રી ઉપદેશો સજ્ઝાય.

---

(" ચેતન ચેતો રે કાળ ન મેલે કેડો, "-એ દેશી.)

એમ બોલે સોહાગણુ કાયા, જીવ મા ધરીશ ખોટી માયા,
કાયા ને માયા બાદળકી છાંયા, ફોગટ જાશે ઈમ લોભાયા;
ચેતન સમજો રે માન અભીમાન ન ધરીયે. એ આંકણી૦ ૧
પ્રાણી આ સંસાર અસાર છે, દીસે આળપંપાળ;
કરોળીઆની જાળ તણી પેરે, ક્ષણમાં હોય વીસરાળ. ચે૦ ૨
લાખ કોડી રે ધન ભેળો રે કીધો, કાંઇયે ન આવે સાથે;
ચેતન તમે દૂર વિદેશી, પુન્ય કરો નીજ હાથે. ચે૦ ૩
અમલતણે વશ હુકમ ચલાવે, પંચમાંહિ પંકાવે;
તે પણ પ્રાણી મરતી વેળા, અઢી વાંસે બંધાવે. ચે૦ ૪
કચેરીમાં કામ ચલાવે, બેશી સરખી ટોળી;
તે પણ પ્રાણી જમની આગળ, વચન ન જાણે બોલી. ચે૦ ૫
મેવા રૂડા ખાતો મીઠા, પંચમાંહિ કરે ગોઠ;
તે પણ પ્રાણી અવસર આવે, ભોંય ખણંતા દીઠ. ચે૦ ૬
કોતલ ઘોડા આગળ ચાલે, બેસંતો સુખ પાવે;
માથા ઉપર છત્ર બીરાજે, તે પણ લીધા કાળે. ચે૦ ૭
તે માટે હું તમને વારૂ છું, વાત ન કરીયે કેની;
કુડા આળ ચઢાવે જે નર, નબળી જાત હોય તેની. ચે૦ ૮
પરનારીનો સ્નેહ નીવારો, સપ્ત વ્યસન સંગ છોડો;

ક્રોધ કષાયને દૂર કરીને, કર્મના બંધન તોડો. ચે૦ ૯
માત પીતા ને સજ્જન નરનારી, કુટુંબ સહીત પરીવાર;
તે તો તજીને તમે જાશો એકીલા, અંતે કરીને જુહાર. ચે૦ ૧૦
દાન શીયળ તપ ભાવના ભાવો, જીવ દયા ધર્મ પાળો;
સ્નેહ હશે તે થાશે સુખીયા, માનવ ભવ અંજવાળો. ચે૦ ૧૧
શ્રી પાર્શ્વનાથનું સ્મરણ કરતા, સુખ સંપદા તારે;
નિતિ લાભ પ્રભુ શરણે રાખો, જેરે સેવક સંભારે. ચે૦ ૧૨

---

# अथ श्री दुमइराजानी सज्झाय.

---

( " ઈડર આંબા આંબલી, ઈડર દાડમ દ્રાક્ષ. "—એ દેશી. )

નગર કંપિલાનો ધણી રે, જય રાજા ગુણ જાણ;
ન્યાય નિતિ પાળે પ્રજા રે, ગુણ માલા પટરાણ. ૧
દુમય રાયા બીજો પ્રત્યેક બુદ્ધ વૈરાગે મન વાળીયું રે;
સંયમ પાળે શુદ્ધ, દુમય રાય બીજો પ્રત્યેક બુદ્ધ, ૨
ધરતી ખોદતા નીકળ્યો રે, મુગટ એક અભિરાંમ;
બીજો મુખ પ્રતિબિંબીયો રે, દુમય થયું તેણે નામ. દુમય૦ ૩
મુગટ લેવા ભણી માંડીયો રે, ચંડ પ્રગટયો તે સંગ્રામ;
પણ અન્યાય કુશીળીયો રે, કીમ સરે તેહનું કામ.. દુમય૦ ૪
ઇંદ્ર ધ્વજ શણગારીયો રે, જોતાં તૃપ્તી ન થાય;
ખલક લોક ખેલે તેમાં રે, મહોત્સવ માંડયો રાય. દુમય૦ ૫
તેહીજ ઇંદ્ર ધ્વજ દેખીયે રે, પડયો મળમુત્ર મોઝાર;
હાં હાં શોભા કારમી રે, એ સહુ અથીર સંસાર. દુમય૦ ૬
વૈરાગે મન વાળીયું રે, લીધો સંજમ ભાર;
તપ જપ કીધા આકરા રે, પામ્યો ભવનો પાર. દુમય૦ ૭
બીજો પ્રત્યેક બુદ્ધ રે, દુમય ઋષીરાય;
સમય સુંદર કહે શાધના રે, નિત્ય નિત્ય પ્રણમું પાય. દુમય૦ ૮

---

# અથ શ્રી ચોવીસ તિર્થંકરનું ચોઢાળિયું.

## ॥ ઢાળ ૧ લી. ॥

( " કાનજી ચાખડિએ ચડીને ખડયા, તો ભલે પડયારે લોલ "—
એ દેશી. )

પ્રભુજી આદિજીનેશ્વર, નાભીનરેશ્વર નંદના રે લોલ; મજરો માનજો મહા૦
ઋષભ જિણંદા, કર્મ નિકંદા, લેજો વંદણા રે લોલ. મજરો માનજો મહા૦૧
બીજા અજીત જીનેશ્વર, જગત પરમેશ્વર, જાણીયે રે લોલ; મજરો૦
ત્રીભુવન ત્રાતા, જગત વિખ્યાતા, દેવ વખાણીયે રે લોલ. મજરો૦૨
સુરત પ્યારી મોહનગારી, સંભવ સ્વામિયા રે લોલ; મજરો૦
મોહને ટાળી કર્મ પ્રજાળી, કેવળ પામીયા રે લોલ. મજરો૦૩
અભિનંદન અવિધારો દેવ, ઉગારો દાસને રે લોલ; મજરો૦
ભવ બંધનથી છોડો ત્રોડો, મોહના પાસને રે લોલ. મજરો૦૪
સુમત નગીના તુજ ગુણ લીના, દેવી દેવતા રે લોલ; મજરો૦
ચોસઠ ઈંદ્રા હરગોવીંદા, ચરણા સેવતા રે લોલ. મજરો૦૫
પદમ જિણંદા પર અરવિંદા, અલી ઈંદ્રા વસે રે લોલ; મજરો૦
નાથ ત્રિલોકી વદન વિલોકી, તન મન ઉલ્લસે રે લોલ. મજરો૦૬
પહેલી ઢાળે રંગ રસાળે, જિન ગુણ ગાઈયા રે લોલ; મજરો૦
ઋષિ **ખોડીદાસે** અધિક ઉલ્લાસે, ધીરથી ધ્યાઇયા રે લોલ. મજરો૦૭

## ॥ ઢાલ ૨ જી. ॥

( " જ્યારે જિનજી ચવિને આવ્યા રે ત્રીસલા કુખે
ઉપનાં. "—એ દેશી. )

સુપાર્શ્વ સપ્તમાં દેવા રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
સુખદાયક તુમચી સેવા રે, પ્રાણેશર મુજ પ્યારા છો;
તુમે રંકને રાય બનાવો રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
નવિ થાયે તમારો દાવો રે, પ્રાણેશર મુજ પ્યારા છો. ૧
શુભ ચંદ પ્રભુ મુખ ચંદો રે, પ્રાણેશર મુજ પ્યારા છો,

શીતળ જયું અમૃત કંદોરે, પ્રાણેશર મુજ પ્યારા છો;
લોચન કરૂણાએ ભરીયાં રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
પ્રભુ ઉપસમ રસના દરીયા રે, પ્રાણેશર મુજ પ્યારા છો. ૨
સુવિધ જિન સુબુદ્ધિ દાતા રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
શરણાંગતને દીયો સાતા રે, પ્રાણેશર મુજ પ્યારા છો;
પ્રભુ મહેર નજર ફરમાવો રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
મુજ મન મંદીરે આવો રે, પ્રાણેશર મુજ પ્યારા છો. ૩
શીતળ જિન શાતાકારી રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
તુમે તાર્યા બહુ નરનારી રે, પ્રાણેશર મુજ પ્યારા છો;
પ્રભુ સુરતરૂ શીતળ છાંયા રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
ખટ કાયાને સુખ દાયા રે, પ્રાણેશર મુજ પ્યારા છો. ૪
અગીયારમાં અંશ કહીજે રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
પ્રભુ દાસને દરશન દીજે રે, પ્રાણેશર મુજ પ્યારા છો;
કીંકર પર કરૂણા કીજે રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
હવે હું નહીં વળગું બીજે રે, પ્રાણેશર મુજ પ્યારા છો. ૫
દ્વાદશમાં દેવના દેવા રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
કરૂં વાસપુજ્યની સેવા રે; પ્રાણેશર મુજ પ્યારા છો;
તનુ રક્તવરણ શુભ શોભે રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
દેખીને દુરિજન ખોભે રે, પ્રાણેશર મુજ પ્યારા છો. ૬
મુનેલાલનિયાળ કરીજે રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
કરૂણાથી કારજ સીજે રે, પ્રાણેશર મુજ પ્યારા છો;
કહી બીજી ઢાળ રસાળી રે, પ્રાણેશર મુજ પ્યારા છો,
**ખોડીદાસને** મંગળ માળી રે, પ્રાણેશર મુજ પ્યારા છો. ૭

---

## ॥ ઢાળ ૩ જી. ॥

**( "આવોને નંદલાલ રમવા આવોને રે." —એ દેશી. )**

તેરમા વીમળનાથ સોભાગી, મોહ નિદ્રાથી મેં જોયા રે જાગી;
પ્રિતિ પ્રભુ સંગ લાગી, દીલમાં આવોને રે;
આવોને જિનરાજ, દીલમાં આવોને રે. ૧

અનંત ગુણાલય અનંત બિરાજે, ચઉદસ લોકને છોગલે છાજે;
જ્ઞાન ગગનમાંહિ ગાજે, દીલમાં આવોને રે. ૨

પન્નરમા ધરમ પરમ હેતકારી, કુમતિ કુભારજા દૂર નીવારી;
જઇ વરીયા શીવ નારી, દીલમાં આવોને રે. ૩

સોલમાં શાન્તિ જિણંદ છગાલા, આત્મ ધ્યાનમાં લીન રંગીલા;
અનુભવ જ્ઞાન અરવીલા, દીલમાં આવોને રે. ૪

કુંથુ જિનેશ્વર જ્ઞાન ત્રિકાળી, પ્રભુ નામે નિત્ય મંગળ માળી;
દિન દિન પર્વ દીવાળી, દીલમાં આવોને રે. ૫

અધમ ઉધારણ શ્રી અરનાથ, દુરગતિ પડતાં રાખે ગ્રહી હાથ;
સદ્ગુણ સ્વામિનો સાથ, દીલમાં આવોને રે. ૬

ત્રીજી ઢાળ કહી સુખકારી, સાંભળી ચિત્ત ધરો નરનારી;
ઋષિ ખોડીદાસને પ્યારી, દીલમાં આવોને રે. ૭

## ॥ ઢાળ ૪ થી. ॥

( " પધારો પિયર ભણી. "—એ દેશી. )

માર. મનના મોહન મલ્લીનાથજી, તનુ નીલ વરણ સુકુમાળ;
વચન છે રસાળ, સુગુણ જિન સાહિબા. ૧

મુનિસુવ્રત સ્વામિ મુનિતણા, પ્રભુ વીસમાં જગત વિખ્યાત;
ભજુ દિન રાત, સુગુણ જિન સાહિબા. ૨

નમિનાથ નમું એકવીસમાં, કરજોડી કરૂં અરદાસ;
છોડો ભવ પાસ, સુગુણ જિન સાહિબા. ૩

નેમનાથ નંદન હરી વંશના, જેણે પરિહરિ રાજુલ નાર;
જાણે સહુ સંસાર, સુગુણ જિન સાહિબા. ૪

પાર્શ્વનાથ પારસમણી સારિખા, અશ્વસેન રાજા કુળ ચંદ;
આરાધે આનંદ, સુગુણ જિન સાહિબા. ૫

જીન શાસન પતિ શ્રી મહાવીરજી, પ્રભુ ચોવીસમાં અરિહંત;
ગુણ છે અનંત, સુગુણ જીન સાહિબા. ૬

ચોથી ઢાળ રસાળ રાગે કરી, કરજોડી કહે ખોડીદાસ;
પુરો મુજ આશ, સુગુણ જિન સાહિબા. ૭

( કળશ. )

થાન વાસે મન ઉલ્લાસે, ઉગણીસે અષ્ટાદશે;
ચંદ્ર વારે શુકલ પક્ષે, ગાઇયા ગુણ તેરશે. ૧

---

# अथ श्री जीवरुपी नाणावटीनी सज्झाय.

---

( " સુણ ગોવાલણી ગોરસડાવાળી ઉભી રહેને "—એ દેશી. )

ઓ નાણાવટી નાણું નીરખે ખરૂં પરખીને લેજે, જોજે તને ધુતી જાશે;
પારેખ સુરતી નિર્મળ નજરે રેજે. ૧

આ શહેરમેં ઠગ બહુ આવ્યા છે, તે તો ખોટા રૂપૈયા લાવ્યા છે;
તે તો સંસારીને મન ભાવ્યા છે. ઓ૦ ના૦ ૨

આ લોભી છે શહેરનો રાજા, લાંચીએ ઠગ રાખ્યા ઝાઝા;
જેવો રાજા છે તેવી પરજા. ઓ૦ ના૦ ૩

એ રૂપીયા ઘણાં સંઝાનાં છે, તારે પારખું હોય તો પરખી લે;
એ ખોટા પડશે તો નહી ચાલે. ઓ૦ ના૦ ૪

તમે સાંભળજો ઠગની વાતો, રખે ખોટું નાણું લઈ લલચાતો;
તું તો સુરત શહેરનો વીવાતો. ઓ૦ ના૦ ૫

તું તો હાટે બેસી વેપાર કરજે, કોથળીમાં નાણું ખરૂં ભરજે;
તું તો કપટીનો સંગ પરહરજે. ઓ૦ ના૦ ૬

તું તો ચૌટે બેસી લેણું લેજે, વળી ખરૂં ખોટું પરખાવી લેજે;
તું તો એ અવસરે કામાઈ કરજે. ઓ૦ ના૦ ૭

તું તો માઝનશું રાખે શાહુકારી, પરદેશે ચીઠી ચાલે તારી;
તારા મનની હુંડી સકરાણી. ઓ૦ ના૦ ૮

એમ વિવેકી બોલ્યા વાણી, એમ કહે શા. રવજી રૂપાણી;
તમે સાંભળજો ભવીયણ પ્રાણી. ઓ૦ ના૦ ૯

---

# અથ શ્રી ઉપદેશી સજ્ઝાય.

( દેશી-વણઝારાની. )

શું રહ્યો જીવ લોભાઈ, નથી સાર જગતમાં ભાઇ,
તું અનાદિ કાળનો પ્રાણી, તું ફર્યો અનંતા ખાણી;
પછી મળી મનુષ્યની કાંઈ, નથી સાર જગતમાં ભાઇ. એ ટેક. ૧
નવ માસ ગર્ભમાં ભારે, દુઃખ વેઠી તું નીકળ્યો બારે;
જગ પવન લેહેર તવ વાઇ. નથી૦ ૨
જો ગર્ભમાં આડો આવે, તો શીશુનું શરીર કપાવે;
કેમ ભુલ્યો સ્થલ દુઃખદાઇ. નથી૦ ૩
પછી બાળપણે અજ્ઞાની, બહુ ખેલ વિષે મતી માની;
હતી પરાધીન તવ કાંઈ. નથી૦ ૪
થયો જુવાન કામ વીકારો, તવ ભુલ્યો ધર્મ વિચારો;
થઇ અંધ તેં કાયા ગુમાઇ. નથી૦ ૫
પછી ઘડપણ તુજને આવ્યું, બળ અંગ તણુંજ ગુમાવ્યું;
છે લાળ ખાંસી મુખમાંહિ. નથી૦ ૬
જો હોય શરીરમાંહિ લોહી, બહુ માત પીતા રહે મોહી;
છે મતલબની મિત્રાઈ. નથી૦ ૭
જેવું પત્ર ડાળથી ત્રુટયું, જેવું ઠામ કાચનું ફુટયું;
તેમ ક્ષણમાં તન પડી જાઇ. નથી૦ ૮
નથી નારી તારી પ્યારી, બળ વીર્ય રૂપની યારી;
શીદ કરે ખુવારી ભાઈ. નથી૦ ૯
આ રંગ પતંગી કાયા, તેની ધરવી શી મમતા માયા;
તે વણસતાં વાર ન કાંઇ. નથી૦ ૧૦
જેવી ઇંદ્રજાળની માયા, જેવી વાદલ કેરી છાંયા;
તે ક્ષણ ક્ષણમાં પલટાઇ. નથી૦ ૧૧
જેવો પાણીનો પરપોટો, તેવો દેહ ભરોંસો ખોટો;
ત્યાં ચાલે નહિ ચતુરાઇ. નથી૦ ૧૨

જે હતા મહા ચક્રવર્તી, જેની આણ પૃથ્વીમાં ફરતી;
તે ચાલ્યા તજી સગાઈ. નથી૦ ૧૩
જેમ પાણી માંહિ પતાસા, તેવા તનના જુવો તમાસા;
તે પીગળતાં વાર ન કાંઈ. નથી૦ ૧૪
ગયો અવસર ફેર નહિ આવે, શીદ જનમ એળે ગુમાવે;
લે જ્ઞાન ગુરૂ સુખદાઈ. નથી૦ ૧૫
તું રાગ રંગમાં રાતો, તું તાલ મગન થઈ દેતો;
તે ભટકવા ભવની માંઈ. નથી૦ ૧૬
અરે સમજ કાળ રે ખુટયો, થા કર્મ બંધથી છુટો;
વૈરાગ્ય આણ ઉરમાંઇ. નથી૦ ૧૭

---

# अथ श्री सलुणानी सज्झाय.

( દોહરા. )

સોરઠ આંબો મોરીયો, સુડલો ગયો લોભાય;
કોયલડી ટઉકા કરે, બેઠી આંબલીયા ડાળ. ૧
સોરઠ સુગુણાં માણસાં, નિત્ય નિત્ય કરે જુહાર;
નિગુણાં હે જ્યાં માણસાં, ઉભા ઉભા જુહાર. ૨
કિહાં કોયલ કિહાં અંબ વંન, કિહાં દાદુર કિહાં મેહ;
દૂર ગયાં નવિ વિસરે, ગીરૂવા તણાં સનેહ. ૩
ગીરૂવા સેહેજે ગુણ કરે, મેઘ ન માગે દાણ;
કરસણ સિંચે સરોવર ભરે, કારણ કંથ મ જાણ. ૪

## ॥ ઢાળ. ॥

( " ઘરેણાં કઠાસું લાવીયા. "—એ દેશી. )

ઉંડો અરથ વિચારીયે, ઊંડાશું ચિત્ત લાય, સલુણા.
ઓછો સંગ ન કિજીયે; ઓછો ફેર બદલાય; સલુણા.
સુમતિ સદા દીલમાં ધરો, છોડો કુમતિનો સંગ. સલુણા. એ આંકણી૦ ૧

અજરામર પદ પાઇયે, લહીયે અમર વિમાન; સ૦
જગ આપણો કર લિજીયે, એસી સુમતિ બતાય. સ૦ સુ૦ ૨
હંસરાજા મોતી ચુંગે, કંકર કબહુ ન ખાય; સ૦
પાણી દુધ પટંતરો, એસી સુમતિ કહાય. સ૦ સુ૦ ૩
મન ભાગ્યો ચિત ઊતર્યો, આદર કરે અજાણ; સ૦
ફુળ ત્રુટયો તરૂવર થકી, કબહુ ન લાગે ડાળ. સ૦ સુ૦ ૪
ખેતી વિણસે ખારશું, સભા વિણસે કુડ; સ૦
સાધુ વિણસે લોલપી, જેમ કેસરમેં ધુળ. સ૦ સુ૦ ૫
ભાંગ્યો કેસર ગુણ કરે, ભાંગ્યા પાનશું રંગ; સ૦
એ દોય ભાંગ્યા નહિ મળે, એક મોતી બીજો મન. સ૦ સુ૦ ૬
મોતી ભાંગ્યુ વિંધતાં, મન ભાંગ્યુ કુવેણ; સ૦
મોતી મુલે મંગાવશું, મન મુલે ન વેચાય. સ૦ સુ૦ ૭
સાધુ શબ્દે પરખીયે, વિપત પડયા ઘર નાર; સ૦
શુરા જબહી પરખીયે, જબ નીકસે તરવાર. સ૦ સુ૦ ૮
પહેલો મન ચંચલ ભયો, અબ મેંપાઈ જાણ; સ૦
ટાંકી લાગી જ્ઞાનકી, નિકસી હીરા ખાણ. સ૦ સુ૦ ૯
બડા બડાઇ ન કરે, બડા ન બોલે બોલ; સ૦
હીરા પણ કહે નહિ, લાખ હમારા મોલ. સ૦ સુ૦ ૧૦
કુબુદ્ધિ કપટી સંસારમાં, જેસાં આકુના પુલ; સ૦
ઉપર લાલી ચડી રહી, માંહી વીખનાં મુલ. સ૦ સુ૦ ૧૧
લાખ ચોરાશીમાં ભમ્યો, મનુષ્ય દેહી પાય; સ૦
ઓ સુપનો તો વહી ગયો, ફેર ચોરાશી માંય. સ૦ સુ૦ ૧૨
કરો દલાલી ધર્મની, દીપે અધીકી જ્યોત; સ૦
કૃષ્ણ મહાબળ જાણીયે, બાંધ્યો તિર્થંકર ગોત્ર. સ૦ સુ૦ ૧૩
કંચન થાળ ન ઠણુઠણે, કાંસુ બહુ ઠણુણાય; સ૦
ઊત્તમ પુરૂષ બોલે નહિ, નીચ બોલે જ્યું વાય. સ૦ સુ૦ ૧૪
જ્યાંકા ગુરૂ પુરા મિલ્યાં, ત્યાંકાં શિષ્ય સપુત; સ૦
બથન બાંધ્યા જ્યું રહે, જ્યું રણમાં રજપુત. સ૦ સુ૦ ૧૫

હંસા ભુખ્યા ભાવના, હુંકારે ઊડી જાય; સ૦
નહી નપીતા કાગડા, ફીર ફીર જુઠો ખાય. સ૦ સુ૦ ૧૬
સાધુ શબ્દે પરખીયે, હીરા એરણ માંય; સ૦
શુરા જે વ્રત આદરે, નહિ કાયરનું કામ. સ૦ સુ૦ ૧૭
સોવાડી સોહી મૃગલાં, સો રાખે સો ખાય; સ૦
પીયું ઊલંસો ન દીજીયે, કહ્યો ન કહ્યો થાય. સ૦ સુ૦ ૧૮
ગલીયો ધોરી ન સંચરે, ભીંહ વન મૃગ ન જાય; સ૦
વૈરાગી વમ્યો થકો, ન રહે ક્રોડ ઉપાય. સ૦ સુ૦ ૧૯
હંસા સમુદ્ર ન છાંડિયે, જો જળ ખારો હોય; સ૦
ખાબડે ખાબડો ઢુંઢતાં, તને ભલો ન કહેશે કોય. સ૦ સુ૦ ૨૦
સમુદ્ર હંસ મનાય લે, નેહા થકાં જ બોલ; સ૦
એ બેઠાં છે ઉજળાં, તેહ શું પ્રિત ન તોડ. સ૦ સુ૦ ૨૧
હંસને સમુદ્ર ઘણાં, પુષ્પ ઘણાં ભમરાય; સ૦
સુગુણાંને સ્નેહી ઘણા, ગયા દેશ વિદેશ. સ૦ સુ૦ ૨૨
હંસા બગહે પ્રાહુણા, કોય દીન આવે ફેર; સ૦
બગલો નાડી અહી રહ્યો, રહ્યો પાંખ પસાર. સ૦ સુ૦ ૨૩
ઓછે તલાવડી બગ ઘણાં, અવસરે આવ્યા હંસ; સ૦
મત કરે તળાવ ગારવો, જિહાં સાયર તિહાં હંસ. સ૦ સુ૦ ૨૪
ચંદા ચંદન સુમાણસાં, એ તિણુરો એક નિકાસ; સ૦
ઓ ઘસીયા ઓ બોલીયા, ઓ ઉગ્યા ઉજાસ. સ૦ સુ૦ ૨૫
કાગા કુતા કુમાણસાં, એ તિણુરો એક નિકાસ; સ૦
જિહાં જાવે શેરી બાહુડે, તિહાં તિહાં કરે વિનાશ. સ૦ સુ૦ ૨૬
કેસર ડરપે શાહીથી, જેનો બિગાડે રંગ; સ૦
સુગણાં ડરપે નિગુણાથી, મત કોઈ કરો સંગ. સ૦ સુ૦ ૨૭

## અથ શ્રી ગજસુકુમાળની સજ્ઝાય.

ગજસુકમાળ દેવકી નંદન, કૃષ્ણ તણો ભાઈ,
લાડકોડ કરીને ઉલરાવ્યો, આશા પુરી માંઈ;

કરી જ્યાં કમી નહિ કાંઈ, જેને ત્યાગ દીયો સંસાર સમુદ્ર,
ઊઠે ભલે આઈ. એ આંકણી. ૧
શ્રી નેમ તણો આગમ સાંભળીને, વંદન ચલ્યા ભાઇ;
સોમા સુંદરી રૂપ અનોપમ, દેખી દીલ આઈ. કરી૦ ૨
કરી સગાઇ મેલી અંતેવર, જિન વંદન જાઈ;
વાણી સુણીને ભીંજ ગયો, જબ સંજમ ચિત્ત લાઇ. કરી૦ ૩
માત તાત બંધવને પુછી, સમકિત દ્દઢ થાઇ;
ભરજોબનમેં સોમાસુંદરી, છીનમે છટકાઇ. કરી૦ ૪
જાદવ કૃષ્ણુ ખોળે લઇ બેઠા, સુણુ વલ્લભ ભાઇ;
તીન ખંડકો રાજ ભોગવો, રાજી કરો માઈ. કરી૦ ૫
કહ્યો માની બેઠા સીંઘાસણુ, બોલે કૃષ્ણુ ભાઈ;
વંછા થારી કિણુ વાતરી, દિજો મુજ ફરમાઈ. કરી૦ ૬
તીન લાખ સોનૈયા કાઢો, શ્રી ભંડારા માંઇ;
દોઇ લાખના ઓઘા પાતરા, એક લાખ નાઈ. કરી૦ ૭
ઓચ્છવ કીધો કૃષ્ણુ નરેશ્વર, સાથે થઇ માઈ;
જાઇ સોંપીયા નેમજિણંદને, ધન્ય ધન્ય મુજ ભાઈ. કરી૦ ૮
કહે દેવકી સુણુ રે જાયા, જલને નિવારે સાઇ;
મુજ છાંડને ઓરમાયઠી, મત કરજો ભાઈ. કરી૦ ૯
ઇમ શીખામણુ દે દેવકી, ઘર પાછી આઇ;
સંજમ લેઇને ભેટયા મુનિવર, ગુરૂ વાંદયા પાઈ. કરી૦ ૧૦
ઉપર વાઠાની મુજ સેરિ, દેજો ફરમાઈ;
કરમ તોડીને જાઉં મોક્ષમેં, જહાં જરા નહિ કાંઈ. કરી૦ ૧૧
ભીખુ પડિમા કહે જિનેશ્વર, તપ તેલો ઠાઇ;
આજ્ઞા લઇને કિયો કાઉસ્સગ, મસાણુ ભુમી જાઈ. કર૦ ૧૨
એક પુદ્ગલ ઉપરે દ્રષ્ટિ રાખીને, ધીરજ મન લાઇ;
ચેતન દેહી જાણી અનેરી, ધ્યાન સુકલ ધ્યાઇ. કરી૦ ૧૩
જ્ઞાન ઘોડાપર ચઢયા જસોશ્વર, તન મન ઉલ્લસાઈ;
કર કેસરિયા ભેર દીયા મુનિ, કરમ કાટ કમાઈ. કરી૦ ૧૪

સોમલ સસરો દેખી કોપ્યો, આલી માટી લાઇ;
પાળજ બાંધી શીર ખેરા ઠલવીયા, દયા દીલ નાઈ. કરી૦ ૧૫
ખીચડીની પેરે ખડખડે, શીર ભેદ્યાં તાંઈ;
નાકે સ્વર ન બોલે મુનિવર, પરમ રસ પાઇ. કરી૦ ૧૬
તડકે ઊઠી શ્રી નેમ વંદનને, ચલે કૃષ્ણ ભાઇ;
મારગમેં એકલડો દેખી, દયા દીલ આઇ. કરી૦ ૧૭
જઇ વાંદ્યા નેમ જિણંદને, નહિ દેખે નિજ ભાઇ;
કિહાં મુજ બંધવ કહે જિનેશ્વર, મુગત ગઢ માંઇ, કરી૦ ૧૮
કાલ કાલમેં કામ કિયો, સિદ્ધ કીયો કર મુજ ભાઇ;
તુમેડોકરાને સાજ દીધી, જીમ કિયો મુનિ ભાઈ. કરી૦ ૧૯
લેઈ કેવળને મુકતે પહોંચ્યા, ઘર ભાથો ખાઈ;
ઋષી **ચોથમલજી** કહે ઊણ મુનિવરને,નિત્જ સમરો ભાઈ.કરી૦૨૦
સંવત અઢાર અઠાવને, શ્રાવણ માસ માઇ;
વદ સાતમને ગામ જોધાણે, હોંશ કરી ગાઇ. કરી૦ ૨૧

---

# अथ श्री पार्श्व जीन स्तवन.

---

(" કારતક મહીને કાનજી રે, મેલી જાઓ મા મહારાજ ,,—
એ દેશી. )

પાસ જીણંદશું પ્રીતડી રે, લાગ્યો નવલ સનેહ લાગ્યો૦
સ્વામિ તો શીવરમણી વર્યા, ભવ દવ ઠારણ મેહ. ભવ૦ પાસ૦ ૧
સાહીબને સેવ્યા તણો રે, અળગો હુતો અનંત; અળગો૦
નાશીને ન્યારા રહ્યા, શીવસુંદરીના રે કંત. શીવ૦ પાસ૦ ૨
મનમોહનજી માહીરા રે, તુમથી પુરણ પ્યાર; તુમથી૦
સ્વામિ તુમ શરણા વિના, અમને કવણ આધાર. અમને૦ પાસ૦ ૩
મનડું થાયે ઉતાવળું રે, મળવા જીવન પ્રાણ; મળવા૦
કાગળ પણ પહોંચે નહિ, ન્યારૂં નગર નિર્વાણ. ન્યારૂં૦ પાસ૦ ૪

દુર્બળ દાસની ઉપરે રે, મેહેર કરોને મહારાજ; મેહેર૦
કરગરીયે કરૂણા કરો, ગીરવા ગરીબ નીવાજ. ગીરવા૦ પાસ૦ ૫
છટકાવીને સાહીબા રે, થઈ બેઠા વીતરાગ; થઇ૦
અરજ કરૂં કરજોડીને, તોહી ન ઉપજે રે રાગ. તોહી૦ પાસ૦ ૬
નીરાગીશું નેહડો રે, ફોગટ કરવો પ્રયાસ; ફોગટ૦
સુખમાં શ્યાનાં સાંભળે, દરશન ઇચ્છક દાસ. દરશન૦ પાસ૦ ૭
વાંક હોવે તો વ્હાલા રે, ગુન્હો કરો બક્ષીસ; ગુન્હો૦
ઉલંગીયા જાણી કરી, સામું જુવો જગદીશ. સામું૦ પાસ૦ ૮
મોક્ષ મંદીરમાં મોહ્યા રે, મીઠા મોહનલાલ; મીઠા૦
સાર કરો સેવક તણી, ભક્તવત્સલ પ્રતિપાળ. ભક્ત૦ પાસ૦ ૯
મેહેર થઈ મહારાજની રે, પ્રસરી મંગળ માળ; પસરી૦
**ખોડીદાસ** પ્રભુ નામથી, લહીયે રંગ રસાળ. લહીયે૦ પાસ૦ ૧૦

# अथ श्री पदमप्रभुनुं स्तवन.

( " નીંદરડી નાહ નીવારિયે. "—એ દેશી. )

પદમ પ્રભુ પદ વંદિયે, પુહવીપુર હો પ્રગટયો જિન ભાણુ કે;
જળહળ જ્યોત ઉદ્યોતથી, અજાણ્યા હો અન્ય ગુહર અજાણુ કે. પ૦ ૧
પ્રભુ પદ પદમની વાસના, મહમતી હો સુરભી સુખકાર કે;
શ્વાસ ઉસ્વાસની પરિમલે, મુરછાણા હો સુરગણુ નરનાર કે. પ૦ ૨
ઇંદ્ર આવી ચરણે નમે, કર જોડી હો ઉભા સુર કોડ કે;
દેવ ઘણા જગ દેખીયા, ત્રીહુ લોકમાં હો નહિ જિન તણી જોઠ કે. પ૦ ૩
કાયા સુકોમળ શોભતી, રકતો પલ હો છબી લાલ ગુલાલ કે;
લલીત લીલા જિનરાજની, દેખી દરશન હો ડોલે દીગૂપાલ કે. પ૦ ૪
વાણી સુધારસ સારખી, ઉપદેશે હો જુગતે જગ નાહ કે;
પ્રગટયો પદમ દ્રહ થકી, ગ્રહી રાજલ હો જાણી ગંગ પ્રવાહ કે. પ૦ ૫
નિસુણી નિર્મળ દેશના, તન પ્રસર્યો હો ઉપસમ રસ પુર કે;
આનંદ રંગ વધામણા, **ખોડીદાસને** હો નિત્ય સુખ સનુર કે. પ૦ ૬

# અથ શ્રી સિદ્ધાષ્ટક છંદ.

( નારાચ—છંદ. )

પ્રસિદ્ધ સિદ્ધ શિવકંત, સંત શ્રેષ્ટ દેવ હો,
ઝટક દી સક્કલ પાપ, એવ નીરલેપ હો;
કલંક અંક ડંક અંક, રંચ ત્વં ન ડંબરં,
કૃપા કરો દયા નિધિ, રિદ્ધિ વૃદ્ધી સિદ્ધી કરં. ૧

અરૂપ રૂપ સ્વ અનૂપ, ભૂપધૃ અખંડ હો,
અફૂંડ ભંડ ડંડ ગંડ, છંડકે પ્રચંડ હો;
અનંત ગ્યાન રૂપ તોય, પાપ મેલ સંહરં,
કૃપા કરો દયા નિધિ, રિદ્ધિ વૃદ્ધી સિદ્ધી કરં. ૨

પ્રમાદ ક્રોધ માન માય, લોભ લેશ સો નહી,
અનંત કાળ સ્થિત હે, અનંત સુખ રાસ હી;
અષ્ટ માહા ગુણ મૂલ, ત્વં સદા સુસંવરં,
કૃપા કરો દયા નિધિ, રિદ્ધિ વૃદ્ધી સિદ્ધી કરં. ૩

વિકાર ખાર દૂર ટાલ, રાગ દ્વેષ સંહર્યા,
અગાધ જો ભવોદધિ સો, ધર્મ પોતથી તર્યા;
પ્રત્યેક એક મેક આપ, વ્યાપ હો ગુણાગરં,
કૃપા કરો દયા નિધિ, રિદ્ધી વૃદ્ધી સિદ્ધી કરં. ૪

અલેખ રેખ રૂપ નાંહી, પાપ ફંદ બંધ સો,
આહાર ભાર હાસ્ય ત્રાસ, નાશ કામ ધંધ હો;
અભંગ જ્ઞાન સંગ ચંગ, ગુપ્ત ના ઉજાગરં,
કૃપા કરો દયા નિધિ, રિદ્ધિ વૃદ્ધી સિદ્ધી કરં. ૫

અલોક લોક દ્રવ્ય ક્ષેત્ર, કાલ ભાવ જાણુ હો,
ત્રિલોકનાથ ત્રાત ભ્રાત, મંદ્ર ચંદ્ર ભાણુ હો;
વિનાશ કિયા રોગ શોગ, ભોગ ભાવ ભંગુરં,
કૃપા કરો દયા નિધિ, રિદ્ધિ વૃદ્ધી સિદ્ધી કરં. ૬

જપંત જાપ આગ નાગ, સિંહ ચોર સો હટે,
કટંત બંધ દ્રવ્ય ભાવ, રોગ દુઃખ જે મિટે;

વિષય કષાય લઃય જાય, આય સુખ સાગરં,
કૃપા કરો દયા નિધિ, રિદ્ધિ વૃધ્ધી સિધ્ધી કરં. ૭
**તિલોકરિખ** હસ્ત જોડ, કર્ત નિત્ય વંદના,
નિરોગ બોધ લાભ ચહાય, કર્મકી નિકંદના;
નહિ જગતમાંહિ ઓર, આપ સો વિશ્વભરં,
કૃપા કરો દયા નિધિ, રિધ્ધિ વૃધ્ધી સિધ્ધી કરં. ૮
નિત્ય મેવ એ સિદ્ધાષ્ટકં, પઠંતિ જે મનોહરં,
વિજ્ઞાન મુકિત સુખ દ્રવ્ય, ભાવ હોત નાગરં;
નાન્યત્ર દેવલોક માંહે, સિદ્ધ સ્થાન ઉપરં,
કૃપા કરો દયાનિધિ, રિધ્ધિ વૃધ્ધી સિધ્ધી કરં. ૯

( દોહરા. )

અજર અમર અવિકાર હો, સિધ્ધ નિરંજન દેવ;
કિંકર પર કરૂણા કરો, દીજો અવિચલ સેવ. ૧

---

# अथ श्री जीनवाणी स्तवन.

---

( ત્રીભંગી—છંદ. )

જય જય જીનરાયા, સૂત્ર સુનાયા, ધર્મ બતાયા, હિતકારી,
ગણધરજી ઝીલી, સંધી સુમેલી, નયરસ કેલી, વિસ્તારી;
રચે દ્વાદશ અંગં, ભંગ તરંગં, ધ્રુવ અભંગં, અતિ ભારી,
ધન્યધન્યપ્રભુવાણી,સબસુખદાની, ભવીજન પ્રાણી, ઉર ધારી. એ ટેક. ૧
યહાં નહી તીર્થંકર, કેવલ ગણધર, અવધિ મુનિવર, મન જ્ઞાની,
જંઘા વિદ્યાચારી, પુરવ ધારી, આહારક સારી, મહા ધ્યાની;
નહિ ગગન ગમની, પદ અનુસરણી, વૈક્રિયકરણી, પરિહારી. ધન્ય૦૨
દેવધી ખમાસમણ, તારણ ભવીયણ, ઉધમ લેખણ, જીન કીનો,
ઇણ હીજ આધારે, પંચમ આરે, ધર્મજ ધારે, જીનજીનો,
આલંબણ મહોટો, સુત્રકો ઉટો, રંચ ન ખોટો, હીતકારી. ધન્ય૦૩
શુદ્ધ સમ્યક તરૂવર, અતિ દઢ પરવર, વાણી સુધારક, જલ ધારઃ,

યા દયા વધારણ, હીંસા વારણ, શીવ સુખ કારણ, ભવ પ્યારી,
એ બુદ્ધી બઢાવે, ભર્મ કઢાવે, પાપ છુડાવે, શુભચારી. ધન્ય૦ ૪
જે ચિન્તા ઉચ્ચાટણ, મોહણી, દાટણ, ત્રિશલ્ય કાટણ, કાતરણી,
અરીકંદ કુદાલી, બંધણ પાલી, સુરતરૂ ડાલી, સુત જરણી,
ભવોદધીકે માંઇ, જાઝ કહાઇ, બેઠો જાઇ નરનારી. ધન્ય૦ ૫
સંશય વિપર્યાય, અને અધ્યવસાય, તિહુઅણ માંય, હોય નહી;
ત્રિદોષ રહીતં, ત્રિગુણ સહિત, ત્રિપદી રીતં, ભેદ સહી,
શુદ્ધ ન્યાય આરાધી,શિવવધૂસાધી,કર્મ ઉપાધી, જીણ વારી.ધન્ય૦ ૬
યા વિરાધન કરકેં, યહાંસેં મરકે, ઉપજ્યા નરકે, દુખ પાયા;
વળી ગર્ભમેં લટકયા, ભય ભારી. ધન્ય૦૭
જીણ હિતકર જાણી, શ્રી જીનવાણી, સો ભવિ પ્રાણી, સુખ પાયા,
સમકિત શુદ્ધ કરણે, મિથ્યા હરણે ભવ જલ તરણે, શિવ પાયા;
તિલોકરિખ જાચી, સારદા સાચી; જયકારી. ધન્ય૦૮

( દોહરા. )

જીનવાણી જયકાર હે, અનુભવ રસકો સાર;
નય પ્રમાણ વિચારજો, પક્ષપાત પરીહાર. ૧
શમ દમ ઉપશમ ભાવશું, જે સાધે નર નાર;
તિલોકરિખ. તિણને સદા, પ્રણમે વારંવાર. ૨

---

## અથ શ્રી પદમપ્રભુ જીન સ્તવન.

( ” શ્રી જીન મુજને પાર ઉતારો.,,એ દેશી. )

પદમપ્રભુ ભવજલ પાર ઉતારો, મેં શરણો લીયો ચરણારો, એ ટેક.
પદમ લંછન પ્રભુ પગમાંહિ ઝળકે, ઉપમા પદમ ઉચ્ચારો;
ઉત્પન્ન હોવે પંકથકી પંકજ, જળશું લહે વિસ્તારો. પદમ૦ ૧
કામ ભોગ સો કાદવ સરીખા, ફરમાયા સૂત્ર મઝારો
કર્મ જલે વૃદ્ધિ પાયા પ્રભુજી, ગોત્ર તિર્થંકર સારો. પદમ૦ ૨
દોનુંઈ છોડ તોડ સબ બંધન, વરી શીવવધુ સુખકારો;
તિમ તુમ કિંકર પર કરો કરૂણા, જુગમેં એ દોઇ નિવારો પદમ૦ ૩

તુમ વિન કોઈ દુસરો જગમેં, દીસે નહી તારણહારો;
ભક્તવત્સલ ભગવંત દયાનિધિ, અવિનાશી અવિકારો. પદમ૦ ૪
ભુખ્યાને ભોજન જળ તર્ષ્યાને, રોગી ઔષધ ઉપચારો;
તિમ મુઝે મનમાં નિશ્ચે નિરંતર, આપ તણો આધારો. પદમ૦ ૫
આશ નિરાશ કરે નહી દાતા, મંગન જો આવે દ્વારો;
વંછિત દાયક ભક્ત સહાયક, તુમ છો પરમ દાતારો. પદમ૦ ૬
શ્રી ધર નરાધિપ સુસમા, તનય પ્રભુ જીવન પ્રાણ આધારો;
**તિલોકરિખ** કહે જીમ તિમ મુજને,દો નિજ પદ ગુણ થારો. પદમ૦ ૭

---

# अथ श्री संवर भावनानी सज्झाय.

( "સોવન સીંહાસન બેઠા રેવતી." —એ દેશી. )

સાર સંવર ક્રીયા આદરો, દાદરો એ શીવ વાટ રે;
હાટ કપાટ સમ જાણીએ, આશ્રવ રજ દેવે દાટ રે. સાર૦ ૧
ત્યાગ કરી આશ્રવ નાળાને, રોકીયે મન વચ કાય રે;
કર્મ જાળ સો કીયે તપ કરી, રોકીયે શ્રી જીનરાય રે. સાર૦ ૨
અષ્ટ પ્રવચન સત આદરો, જીતો પરીસ્સા બાવીશ રે;
ધર્મ દસ વિધ સાધુ તણો, ભાવના બારે જગીશરે. સાર૦ ૩
પંચ ચારિત્ર સમાચરો, ભેદ સત્તાવન એહ રે;
અનુભવ જ્ઞાન દિશા કરી, જાણ સંવર સુખ ગેહ રે. સાર૦ ૪
સંવર અંબર ઓઢીયે, મોડીયે ભવદુઃખ તાપ રે;
વિષય રૂપ શીત સો લાગે નહિ, ચોટે નહિ આશ્રવ આપ રે. સાર૦ ૫
જીવ તલાવ જલ કર્મ તે, આશ્રવ નાળાં કરો બંધ રે;
અંધ હોવો મત મોહમેં, એ જીન આગમ સંધ રે. સાર૦ ૬
વશ કરો ચાર કષાયને, છોડ દો પંચ પ્રમાદ રે;
આદરો શુદ્ધ સમકીત ક્રીયા, મેટજો ભર્મ અનાદ રે. સાર૦ ૭
શ્રી જીન આજ્ઞા આરાધીયે, પાળીયે સંજમ ભાર રે;
જનમ મરણ વિપત્તા ટળે, ઉતરો ભવજળ પાર રે. સાર૦ ૮

એસી ભાવના મનમેં ગ્રહી, ધન્ય હરકેશી અણગાર રે;
રિખતિલોક કહે ધન જીકા, ધારે સંવર સુખકાર રે. સાર૦ ૯

---

# શ્રાવકના ગુણ વિષે ત્રીઢાળિયું.

## ॥ ઢાલ ૧ લી. ॥

( "નેમ જીનેશ્વર કાંઇ કેશર ભીને વેશ રે, કાંઇ કેશર ભીને વેશ;
રાજેમતી રાણીને તજ્યા રે માણારાજ."—એ દેશી. )

સદ્‌ગુરૂ કેરે ચરણે કરૂં પરણામરે, કાંઇ ચરણે૦
સમણોપાસક ગુણ ગાયશું રે. માણારાજ.
નમણા ખમણા ન્યાય ધર્મ પ્રતિપાળરે, કાંઇ ન્યાય૦
પ્રિતિ બહુ પ્રવચન માંયશું રે. માણા૦ ૧
નિશ્ચલ કીધા નવે તત્ત્વના ભેદરે, કાંઇ નવે૦
ઉમેદ ધરી ગુરૂ આગળે રે. માણા૦
જાણી જીવની રાખે રૂડી જતન રે, કાંઇ રાખે૦
અજીવ તણી મમતા ટાળે રે. માણા૦ ૨
પુન્યતણા કાંઇ ભેદ અનેક રે, કાંઇ ભેદ૦
સારા જાણે તે સંગ્રહે રે. માણા૦
પાપને દુરે પરહરવાની ટેવ રે, કાંઇ પર૦
આશ્રવ થકી અળગા રહે રે. માણા૦ ૩
સંવર સાથે રાખો રૂડો સ્નેહ રે, કાંઇ રાખો૦
નવરંગા કર્મરે નિર્જરે રે. માણા૦
બંધની મનમાં રાખે મોટી બીક રે, કાંઈ રાખે૦
મુક્તિનું ધ્યાન સદા ધરે રે. માણા૦ ૪
જાણપણે કરી ભરીયા છે ભરપુર રે, કાંઇ ભરીયા૦
ગુરૂ આગળ વિનય કરી ભણ્યા રે. માણા૦
નિર્ણય કીધાં નય નિક્ષેપ પ્રમાણ રે, કાંઇ નય૦
વળી આગમ અર્થ લહે ઘણા રે. માણા૦ ૫

નિર અતિચારે પાળે જ્ઞાનાચાર રે, કાંઈ પાળે૦
ઉપીયોગે જ્ઞાન આરાધતાં રે; માણા૦
જ્ઞાન થકી કાંઈ આવ્યા છે વિજ્ઞાન રે, કાંઇ આવ્યા૦
વિજ્ઞાને શીવ પંથ સાધતા રે. માણા૦ ૬

પુન્ય પસાયે મળિયા ગુરૂ ગુણવંત રે; કાંઇ મળીયા૦
સેવાથી સમકિત પામીયા રે; માણા૦
ઉઘડી છે કાંઇ અંતર કેરી આંખ રે, કાંઇ અંતર૦
દરશનથી દુખડાં વામીયા રે. માણા૦ ૭

દ્રઢ ધરમમાં નિશ્ચળ છે પરિણામ રે, કાંઇ નિશ્ચળ૦
સુરના ચળાવ્યા નવી ચળે રે; માણા૦
હાડ મિજાયે લાગ્યો ધર્મનો રંગ રે; કાંઇ લાગ્યો૦
મિથ્યાશું મન નવિ મળે રે. માણા૦ ૮

ત્રણસે ચોશઠ પાખંડનો પરિહાર રે, કાંઇ પાખંડ૦
નીનવનો સંગ નવિ કરે રે; માણા૦
દેવ અરીહંત ગુરૂ ગમે સુસાધ રે, કાંઇ ગુરૂ૦
અહીંસા ધર્મને આચરે રે. માણા૦ ૯

સમકિત ધારી સમતા રસના કુંડ રે, કાંઇ સમતા૦
શંકા કંખા દુરે ટળી રે; માણા૦
વિતિગીચ્છા વર્જ્યા વૈર વિરોધ રે, કાંઇ વર્જ્યા૦
અંતરથી ગર્વ ગયા ગળી રે. માણા૦ ૧૦

પાખંડીની પ્રશંસા પરસંગ રે, કાંઇ પ્રશંસા૦
કુસંગ થકી દુરે રહે રે; માણા૦
જળ પંકજ પરે આતમ નવી લેપાય રે, કાંઇ આતમ૦
ઉવર ગુણે કરી ગહગહે રે. માણા૦ ૧૧

ત્રણ મનોરથ મનમાં ધારે નિત્ય રે, કાંઇ મનમાં૦
ઉદાસ રહે સંસારથી રે; માણા૦
**ખોડાજી** કહે શ્રાવક ગુણ અનેક રે, કાંઇ શ્રાવક૦
મેં ગાયા પુરણ પ્યારથી રે. માણા૦ ૧૨

## ॥ ઢાળ ૨ જી. ॥

( " મનોહર પ્રિતિએ પ્રભુ સેવો.—એ દેશી. " )

શ્રાવક સમતાના દરીયા, સાણુ કોશીયા ને અમછરીયા,
બાર વ્રત આપે અનુસરીયા, હાંરે સંજતા સંજતી અવતરીયા;
શ્રાવકગુણ સાંભળો સુખકારી,હાંરે બાળપંડિતની બલિહારી.શ્રાવક૦ ૧
ત્રસ પ્રાણીને ત્રાસ ન આપે, સુક્ષમને નવી સંતાપે;
દયા ધર્મમાં દીલડું થાપે, કરણી કરી કર્મને કાપે. શ્રાવક૦ ૨
નીચું જોઇ સરળ ચિત્તે ચાલે, કુડી નજરે કરી ન નિહાળે;
અડતાલીસ પ્રાણને પાળે, અણાચારને અળગા ટાળે. શ્રાવક૦ ૩
કંદમુળ તણાં થયા ત્યાગી, દયામાતના સુત સોભાગી;
જીન વચન ઉપર લય લાગી, શ્રાવકની સુદશા જાગી. શ્રાવક૦ ૪
અનુકંપા દયા દીલ આજી, આરંભ કર્યે નહિ રાજી;
જાણી જુઠ સંસારની બાજી, ગુરૂ શરણે ઓથે રહ્યા ગાજી. શ્રાવક૦ ૫
અભક્ષ તણાં નહિ આહારી, અણગળ પીયે નહિ વારી;
સહુ જીવ તણાં ઉપગારી, સંસારમાં સુવ્રત ધારી. શ્રાવક૦ ૬
વધ બંધે દુવે નહિ પ્રાણી, અંગ છેદી કરે નહિ હાણી;
અતિ ભાર ભરે નહિ તાણી, નવીરૂધે ભાત ને પાણી. શ્રાવક૦ ૭
અતિચાર કરે વ્રત મેલુ, કાયરને કહ્યું દોહેલું;
શુરવીરના ચિત્તમાં ફેલ્યું,હાંરે એ તો ભાંખ્યું અણુંવ્રત પહેલું. શ્રાવક૦૮

## ॥ ઢાળ ૩ જી. ॥

( " શાલીભદ્રની સજ્ઝાયની. "—દેશી. )

અણુંવ્રત બીજું અનુસરે, મૃષાવાદને પરહરે,
રૂડા શ્રાવકજી, સત્ય સાથે સોબત કરે જી;
કન્યાને વેવાઇ સાલજી, નવી ભાંખે તિહાં આળજી,
ગુણમાલજી, જથા તથ મુખ ઉચરે જી. ૧
પશુ તણે વ્યવસાયજી, જુઠ ન બોલે જાય જી,
કહે ન્યાયજી, શ્રાવક સમતા સાગરૂ જી;

જેહની ભોઈને ભેણી જી, હોય તેટલી કહેણીજી,
ખરી રહેણી જી, રાખીને બોલે ખરૂં જી, ૨

થાપણ ખોટી નવી કરે, આળ અલીક ન ઉચરે,
સદ્‌ગુણ ધરે જી, કુટી શાખ નવી ભરેજી,
પ્રાણીની હોઇ હાની જી, ન વદે એહવી વાણીજી,
ગુણ ખાણીજી, પરનિંદાને પરહરેજી. ૩

સત્ય વાચક શુદ્ધ બોલે જી, બોલીને નવી ડોલેજી,
નવી ખોલે જી, મર્મ વચન મુખડા થકી જી;
વર્જ્યાં વૈર વીરોધજી, સાંભળી સદ્‌ગુરૂ બોધજી;
કરી ક્રોધજી, બઠબડ નવી જાય બકીજી. ૪

ન કરે વ્યર્થ વીવાદજી, પાપની નાપે યાદજી;
લહે સ્વાદજી, સત્ય સુધારસ પાનનાજી. ૫

ગીરવા ન દીએ ગાળજી, ન કરે જુઠ જંજાળજી,
પડે ફાળજી, વાણી એહવી નવી વદેજી;
રહરી પરાઇ વાતજી, ન કરે જગત્ પ્રખ્યાતજી,
ગુણ પાતજી, ધાત ધરે નહિ નીજ હૃદેજી. ૬

નીજ નારીના દોષજી, ન કહે કરી આક્રોશજી,
તજી રોશજી, ચિત્ત રાખે સંતોષનેજી,
દેઇ કુડો ઉપદેશજી, ન કરાવે તે કલેષજી,
હમેશજી પરીહરે, માયા મોસનેજી.
ધરી શ્રાવકને ભેખજી, ન લખે કુડા લેખજી,
અદેખજી ન કરે, નીજ નયણો થકીજી;
પભણે પ્યારી વાણીજી, સુખ પામે સહુ પ્રાણીજી,
અજાણીજી, વાત નવી થાયે નકીજી. ૮

કુડ કથનને પરીહરે, મુસ સર્વથા નવી કરે,
ચિત્ત ધરેજી, શરણું શ્રી વીતરાગનુંજી;
સત્ય તણે સુપ્રભાવજી, જલમાં ન બુડે નાવજી;
ઘન ઘાવજી, વીષ ન વેડે નાગનુંજી. ૯

અગન થકી જળ રેલજી, વિષથી અમૃત વેલજી;
ગિરી સેવથી પડિયાં, પીડા નવી લહેજી;
જગ સઘળો વશ્ય થાયજી, શુરીનર પ્રણમે પાયજી,
સુખદાયજી, ખોડીદાસ મુનિ એમ કહેજી. ૧૦

## अथ श्री पार्श्वनाथ भगवाननी लावणी.



( " અગડદમ બગડદમ બાજે ચોઘડા સવાઇ ડંકા સાહીબકા "-- એ દેશી. )

છીંનનં છીંનનં અવાજ આયા, મહીલ ભગાયા વિઘનુંકા;
શ્રી કલ્યાણ પાર્શ્વનાથ નામકા, નિત્ય નિત્ય બાજે ચોઘડા;
તીન લોકમેં સચ્ચા સાહીબ, પાર્શ્વનાથ અવતાર બડા. ૧
શ્રી વાંણારશી નગરીમેં તેરા જનમ હે, માતા વામાદેકા નંદા,
અશ્વશેનકે કુલમેં સોહે, જેસા શરદ પુનમ ચંદા;
સ્વર્ગલોકમેં હુવા આનંદા, ઇંદ્રાણી મંગળ ગાવે,
તેત્રીશકોડ દેવ મીલકર; ઓચ્છવ કરણીકુ આવે. તીન લોકમેં ૦૨
કોઇ ગાવતા કોઇ ધાવતાં, કોઇ નામ લેતા દેવા,
ચોસઠ ઇંદ્ર અરજી કરતાં, ચંદ્ર સુર્ય કરતે સેવા;
સુરનર જન સાહેબ આગે, અરજી કરતે ખડાખડા. તીન લોકમે૦૩
દુર દેશસે આયા જોગી, બડા જોગ તપસ્યા કરતાં,
નીચે લગાઇ જવાલા જોગી, બડે બડે જો કે ખાતા;
બારે બરસકી ઉમર જીનોકી, છોટેપણેમેં બહોત કલા,
બરાબરીકે લીયે સોબતી, તપસીકું દેખન ચલા. તીન લોકમેં૦૪
જ્ઞાનસે દેખકર બોલા જોગીસે, એૈસી તપસ્યા કયું કરતા,
ઉત્તર જોગી બડે લકડમે, નાગ નાગની દો જલતાં;
પાર્શ્વનાથ કહે તે જોગીસે, તોબી જોગી નહિ સુનતા,
લકડે દીયે ફેંક જોગીકે, લોક તમાસા દેખંતાં. તીન લોકમેં ૦૫
ઇતને જોગી બોલ બોલતાં, પાર્શ્વનાથસે દુર ખડા,

એ કયા કીયા જોગી તુમને, નાગ નાગણી જલા દીયા;
દીયા સાર નોકાર નાગકું, ધરણીધર પદવી દીયા. તીન લોકમેં૦૬
બડે ઉમેદસે આયે સાહીબ, સંવછરીકા દાન દીયા,
માત પીતાકી આજ્ઞા લેકર, મહારાજને જોગ લીયા;
રાજ છોડ કર ચલે જંગલમેં, જુગતસે કાઉસગ્ગ કીયા,
બડે ધીર ગંભીર સાહીબને,તીન લોકમેં નામ કીયા૦તીન લોકમેં૦૭
ઉષ્ણકાળકી બડી ધુંપમેં, નીરંજન નીરાકાર ખડા,
કમઠાસુરને કીયા કડાકા, ભામંડળ વાદળ ચડા;
સોઇ દીનમેં કમઠાસુરને, પીછલા દાવા જગાયા,
મેઘમાળીકો સૈન્યા લેકર, જલદી જલદી બુલવાયા. તીન લોકમેં૦૮
બડા કીયા ઘનઘોર જોરસે, પવન ચલાયા મતવાલા,
કડ કડ કડ હુવા કડાકા, ચમકે વીજકા અજવાલા;
મુશલધાર મેઘ વરસતે, ગગન ગરજતા ચોતાલા,
સાત દીવસકા બડીજહીમેં, ધીર ખડા હે મતવાલા૦તીન લોકમેં૦૯
ચમક ચમક વીજળી ચમકતી, કડડ કડડ કડડાટ બડા,
નાક બરાબર આયા પાણી, નાથ નીરંજન ધીર ખડા;
સંકટસે સીંહાસન ડોલ્યાં, હુવા ઘંટકા અવાજા,
અવધીજ્ઞાનસે ઇંદ્ર દેખે, ધાવો ધાવો ધરણી રાંજા. તીન લોકમેં૧૦
ધરણીધર જલદીસે આયા, પદ્માવતીકું સંગ લીયા,
પદ્માવતીને લીયે શીરપર, શેષનાગને છત્ર કીયા;
ક્રોડ ઉપાય કીયે કમઠને, કછુબી ઇલાજ નહિ ચલતાં,
રખનેવાલા સાહીબ ઉનકા, છલનેવાલા કયા કરતાં. તીન લોકમેં૧૧
જીતે શ્રી જીનરાજ સાહીબજી, કમઠ હારકે દુર ખડા,
હાથ જોડ કર અરજી કરતાં, પાર્શ્વનાથજી તુમ બડા;
કેવલ લઇ પ્રભુ શીવપુર પહોંચ્યા, પાર્શ્વનાથજી મતવાલા,
લગી જોતમેં જોત જુગતમેં, તપે તેજકા ઉજવાલા. તીન લોકમેં૦૧૨

---

# અથ શ્રી ચંદા પ્રભુજીની સજ્ઝાય.

( "મુજ વિનતડી અવધારો"—એ દેશી. )

ચંદા પ્રભુ ચિત્ત મોહ્યો જી મારો,
એક દયા ધર્મ તપ સંજમ સમકીત, મુજ લાગે પ્યારો;
એક વિનતિ મુજ અવધારો,
હું જનમ મરણુ કરી ભમીયો, ભવ સાગર તારો. ચંદા ૦૧
ચંદનપુરી નગરી અતિ સુંદર, જાણે કેશરનો કયારો;
હાટ હવેલી ચોક ચૌટા, બહુ વિધ વિસ્તારો. ચંદા ૦ ૨
મહાસેન રાજા અતિ તાજા, ન્યાય નિત્ય સારો;
લખમણા રાણીની કુખ, પવિત્ર લીયો અવતારો. ચંદા ૦ ૩
વીજય વેમાનથી એકત્રીશ સાગરનો, આઉખો ભોગવ્યો સારો;
એ જંબુદ્વીપ ભરતમેં, જશ કીર્તિ સારોરે. ચંદા૦ ૪
કાયા ઉંચી ધનુષ દોઢસો, સૂત્રે વિસ્તારો;
ફટક રત્ન બીજ મોતી શોભે, વદન અતિ પ્યારો રે. ચંદા ૦ ૫
અઢી લાખ પુરવ લગે કુંવરપદ રહ્યા કમલ જન ન્યારો;
સાઢા છ લાખ પુરવ લગી રાજ્ય પાળ્યું, સંસાર લાગ્યો ખારો. ચંદા૦૬
એક લાખ પુરવ લગ ચારિત્ર પાળ્યો, છદ્મસ્ત છ મહીનારો;
પછી કેવળ જ્ઞાન પ્રકાશ કીયો, જબમીટયો અજ્ઞાન અંધકારો. ચંદા૦૭
દીનકરણુ એકસેસ કેવળી, ત્રણુ ગુણુ ધારો;
ચારિત્ર પાળી નિર્વાણુ પહોંચ્યા, કરી સંથારો રે. ચંદા૦ ૮
ત્રણુ લાખ એંસી આરજા, અઢી લાખ અણુગારો;
અઢી લાખ શ્રાવક, પાંચલાખ ચારસે શ્રાવીકાનો પરીવારો. ચંદા૦૯
એકસેસ આઠ, લક્ષણુ ધરનારો;
નેવું ક્રોડી સાગર પ્રભુનો, શાસન વરતાણો. ચંદા ૦ ૧૦
દેવ મનુષ્ય તીર્યંચ પ્રષદા, દ્વાદશ વિસ્તારો;
વાણી સુણી ભવ જીવ ભગવંતરી, જાણું અમૃત ધારો રે. ચંદા ૦ ૧૧
ગામ ઇડરગઢ કીયો ચોમાસો, સ્તવન કીયો પ્યારો;
સંવત અઢાર વરસ ચોપને, વાર શુક્રવારો. ચંદા ૦ ૧૨

પૂજ્ય શ્રી દોલતરામજી, બહુ ગુણ ભંડારો;
રીખ લાલચંદજી કરે વિનતિ, દાસ ચરણારો. ચંદા૦ ૧૩

# અથ શ્રી મરૂદેવા માતાની સજ્ઝાય.

એક દીન મરૂદેવી માતા, પૂછેછે ઋષભજીનંદની વાતો રે બહુ નેહ ધરી.
મારો રીખવ ગયો કોઇ દેશે, કે દા'ડે મુજને મળશે રે. બહુ૦ ૧
આંખે આંસુડા બહુ વરસે, મારો રીખવ જોવા મન તલસે રે; બહુ૦
મ્હારા રીખવે મુજને વીસારી, માનો મોહ ગયો નીવારી રે. બહુ૦ ૨
વનીતા નગરીની પાસે, સ્વામી સમોસર્યા ઉલ્લાસે રે; બહુ૦
સમોસરણદેવે રચીયો, સીંઘાસન રત્ને જડીયો રે. બહુ૦ ૩
જોડી છત્ર બીરાજે શીષ, ચામર વીંજ ચોવીશ રે; બહુ૦
વાજીંત્ર વાગે સાડીબાર ક્રોડ, સુર આવે હોડાહોડ રે. બહુ૦ ૪
ભામંડળ ઝળકે છે અંબોડે, જાણે સુરજ ઉગ્યા ક્રોડ રે. બહુ૦
દેવ દુંદુભી આકાશે વાજે, જાણે ગગન મંડળ ગાજે રે, બહુ૦ ૫
ત્યાં તો સુરનર સૌ સેવા સારે, ભવી જીવને પાર ઉતારે રે. બહુ૦
ભરતેશ્વર કહે સુણો આઇ, પુત્ર દેખાડું તો શું દીયો વધાઇ.બહુ૦ ૬
ભરતેશ્વર વાંદવા ચાલે, આઇ ગજ ખંદે ત્યાં માલે રે. બહુ૦
ભરતેશ્વરને કહે આઇ, પુત્ર આવાની કીહાં વજાઇ રે. બહુ૦ ૭
સમોસરણ સ્વામીજી કેરા, માતા દેવ વાજીંત્ર ભલેરા રે; બહુ૦
મેં જાણ્યુ જે વચ્છબહુ દુખીયો, એતો દીસેછે સહુથી સુખીયોરે. બહુ૦ ૮
પુત્ર એવડા સુખમાં માલે, તો તે મુજને શીદ સંસારે રે; બહુ૦
મેં જાણ્યુ વચ્છ સહુથી દોહીલો, પણ દીસે છે સહુથી સોહીલો રે, બહુ૦ ૯
પુત્ર વાંધા ઉગમતે સૂરે, માતાના પાપ પડળ ગયા દૂરે રે; બહુ૦
પૂત્ર વાંદીને કેવળ પામ્યા, એમ રૂપવિજયે ગુણ ગાયારે. બહુ૦ ૧૦

# અથ શ્રી નિર્જરા ભાવની સજ્ઝાય.

( " સુરીજન સાંભળજો સબ કોય "—એ દેશી. )

શ્રી જીન મારગ ઓળખો, કાંઇ નિર્જરા ભાવ વિચાર,

સુકે સર જળ તાપથી, કાંઇ તીમ છીજે કર્મકો વાર;
ચતુરનર અનુભવ દ્રષ્ટી નીહાળ. એ ટેક૦ ૧
દેહી ભાજન જીવ ધૃત છે, કાંઇ કર્મ તે છાશ સમાન;
તપ હુતાશન ભીન્ન કરે, કાંઇ હેમ કીટ ઇમ જાણ. ચતુર૦ ૨
તે તપ બારે પ્રકારનું, કાંઇ અણુસણ ઉણોદરી નામ;
ભીખ્યાચરી રસ ત્યાગણો, કાંઇ જાણી નિર્જરા ઠામ૦ ચતુર૦ ૩
કાંઇ કીલે સસંલ્લીનતા, કાંઈ બાજ તપ ખટ પ્રકાર;
પ્રથમ પ્રાયચ્છીત તપ કહ્યો, કાંઇ વિનય વૈયાવચ્ચ ધાર. ચતુર૦ ૪
સજઝાય ધ્યાન કાઉસગ્ગ ભલો, કાંઇ એ અભ્યંતર સુ બિચાર;
ઈહ લોક પરલોક કિર્તિ બીના, કાંઈ સો નિર્જરા તપ સાર.ચતુર૦
કર્મ પહાડ ભેદન મણી, કાંઇ કરણીયા વજ્ર સમાન;
પુદ્ગલ મમતા ત્યાગીએ, કાંઇ શુદ્ધ ભાવ સુખદાન. ચતુર૦ ૬
ક્ષણ અગ્નિ ક્ષણ નીરમે, કાંઇ લૂહાર સાણસી જેમ;
પુન્ય પાપ ફળ ભોગવે, કાંઈ દીનુઈ બંધન તેમ. ચતુર૦ ૯
જીહાં લગે ન મોક્ષ સર્વથા, કાંઈ તીહાં લગે નિર્જરા જાણ;
સર્વથા નિર્જરા હોય તદા, કાંઈ લહીયે પદ નિર્વાણ. ચતુર૦ ૮
ઇમ જાણી શમ દમ ભાવશું, કાંઈ કરી અર્જુન અણગાર;
**તીલોકરીખજી** કહે છ માસમેં,કાંઇ પાયા ભવજલ પાર.ચતુર૦૯

## અથ શ્રી નેમરાજુલની સજ્ઝાય.

( "રાયજી હમને હીંદુ આણા કે રાય ગરાશીયા રે લોલ.–" એ દેશી.
કહે કર જોડી રાજુલ નાર કે, શુણજો શામળા રે લોલ;
તમે છો જાદવ કુળના ચંદ કે, નિરૂપમ નિરમળા રે લોલ. ૧
પાળો પુરવ ભવની પ્રીત કે, મેલો આમળો રે લોલ;
દેખી પંજરમાં પશું વ્રંદ કે, કીધા મોકળા રે લાલ. ૨
વળીયા તોરણથી તત્ખેવ કે, થયા મન આકુળા રે લોલ;
એહ ન ઘટે તુમને વાત્ત કે, નેમજી નાહલા રે લોલ. ૩

મેં છા ભવભવ તુમચી દાશ કે, ચાકર રાવલા રે લોલ;
આવો આપણા ઘરમાંહે કે, માંડયા ચાકળા રે લોલ. ૪
બેસો સાંગામાંચી માંહે કે, ધોઉં પાવલા રે લોલ;
કીજે ભોજનની ભલી ભાંતિ કે, મીઠા અતિ ભલા રે લોલ. ૫
નેમજી દીધાં વરશી દાન કે, ખરી મન ખાંતશું રે લોલ;
ચઢીયા ગીરૂવા ગઢ ગીરનાર કે, રૂડી રીતશું રે લોલ. ૬
કીધો સંજમનો ઉપચાર કે, પુરણ પ્રીતશું રે લોલ;
સાથે સહસ સાધુ પરીવાર કે, સમતા ચિત્ત ધરી રે લોલ. ૭
એહવો સુંણી રાજુલ નાર કે, પુરણ પ્રીતશું રે લોલ;
ચાલી પોહોંચી પીઉની પાસ કે, ગજગતિ ગાંમની રે લોલ. ૮
લીધા પંચ મહાવ્રત ભાર કે, ભલી પરે સ્વામની રે લોલ;
કીધો શિવપુરનો સંઘાત કે, સાથ સ્વામની રે લોલ. ૯
નેમજી રાખ્યો અવિહડ નેહ કે, રાજુલ નારશું રે લોલ;
આપ્યો શીલ સુરંગો ઘાટ કે, વ્રત આચારશું રે લોલ. ૧૦
પોહોંચ્યા મોક્ષ પુરી મોઝાર કે, બહુ પરીવારશું રે લોલ;
ધન્ય ધન્ય બાવીશમો જીનરાય કે, શીલ શીણગારશું રે લોલ.૧૧
પ્રભુજી પોતાનો કરી દાસ કે, પાર ઉતારજે રે લોલ;
દેજો દોલત દીન દયાળ કે, દુરીજન વારજો રે લોલ. ૧૨
ત્હારા સેવકની અરદાસ કે, ચિત્તમાં ધારજો રે લોલ;
માગે **મેઘમુનિ** માય બાપ કે, મુજને તારજો રે લોલ. ૧૩

# અથ શ્રી શનિશ્ચરનો છંદ.

( ચોપાઈ. )

સરસ્વતી સંપત્ત દ્યો મુજ સદા, અલીય વિઘન નવિ આવે કદા;
નગરી ઉજેણી વિક્રમ રાય, સભા પુરીને બેઠો ઠાંય. ૧
જોતીક પાસ સભામાંહે જાણ, નવે ગ્રહનાં કરે વખાણ;
એક કહે શનિશ્ચર છે કુર, દેખાડે અતિ પ્રાણી રૂર. ૨
નિજ દ્રષ્ટે શની પોતે પાંગળો, પીતા સારથી તમે સાંભળો;
રાજા વિક્રમ બોલ્યો ઇશું, એણે રાંક બાપડે ચાલે કીશું. ૩

એણે અવસર શનિશ્ચર છે જથ, અવધીજ્ઞાને જોવે તથ;
જોતાં વિક્રમ મુજ અવગણે, વેગે આવી રાય પ્રત્યે એમ ભણે. ૪
સાંભળ રાજા મારૂ કાંમ, હું રૂઠયો તુજ ટાળુ ઠામ;
બીતો વીક્રમ બોલે વાણ, ખમજો જે બોલ્યું અજાણ. ૫
પુજી પ્રણમી શનિશ્ચર પાય, સંતોષ્યો નીજ થાનક જાય;
પણ શંકા મન માંહિ પેઠ, કે તે કાલે શનિશ્ચર બેઠ. ૬
નિશદિન બીતો જેને નામ, તે લાગ્યો મુજ શનિશ્ચર શામ;
તેડી મંત્રીને આપે રાજ, મેં જાઉ પરદેશ આજ. ૭
સોંપી રાજ ગયો પરદેશ, ચંપાનગરી કરે પરવેશ;
શ્રી પતીને હાટે જઈ બેઠ, તવ તસ નયણે અમીમ બેઠ. ૮
શેઠ હાટે વસ્તુ અનેક, થોડી વેળામાં વેચી છેક;
ભાગ્યવંત નર જાણ્યો જામ, જમવાને ઘેર લાવો તામ. ૯
ભોજન ભક્તિ ભલીપેરે સાચવે, સુખ સેજ્યા સેવા પાઠવે;
પાસે ભીંત છોહી તે ઠામ, સાર હંસ મોર ચિત્રામણ. ૧૦
જુવે રાજા કૌતુક ધરી, ન્હાય તવ શ્રી પતીકુંવરી;
હાર તોડલે મુકયો જામ, લેણે અવસરે શનિશ્ચર જુવે તામ. ૧૧
મુજ ઉવેખી વિક્રમરાય, ચંપાનગરી બેઠો ઠાંય;
સુખ સેજ્યા સુતો સુરંગ ધરી, તો પ્રાક્રમ દેખાડું કરી. ૧૨
શની સંક્રમ્યો હંસ મોઝાર, ચણી હાર ને બેઠો ઠાર;
તે દેખીને બ્હીન્યો રાય, કલંક ભણી તે નાઠો જાય. ૧૩
ચોર ભણી તે છેદ્યા હાથ, ચૌટે પડયો તવ નર નાથ;
ઘાંચી એક દીઠો જીશે, તાણી હાથ ને આણ્યો તીશે. ૧૪
કાષ્ટ તણા દો કર જોઠવે, બેઠો વળી ઘાણી ફેરવે;
ખાય ખોળ તેલ રોટલા, રાગ છત્રીસે કરે અતિ ભલા. ૧૫
દુઃખ વિસર્યો નિજ ઘર તણો, સરળ સાદે ગાવે ઘણો;
નરપતી પુત્રી મંદીર પાસ, સુણી સાદ જોવા થઇ આશ. ૧૬
તવ તિહાં તે દાસીને કહે, ઘાંચી ઘરે પુરૂષ જે રહે;
વેગે તેહને તેડી લાવ, ઘાંચી ઘરે તવ જાવે ધાવ. ૧૭

તવ તે પુરૂષ લાવે શા પાસ, તવ ઉતરો શનિશ્ચર તાસ;
અદ્ભુત રૂપ દેખી અતિ ઘણું, વચન કહે તે વરવા તણું. ૧૮
વિક્રમ કહે કર મારે નથી, નવી પરણાયે તેહથી;
આગે વર ચંડીયે દીયો, સો વર માગીને મે લીયો. ૧૯
છાનો પરણ્યો વીક્રમરાય, કે તે કાલે જાણે માય;
પ્રગટ પરણાવે તવ પુત્રીકા, શ્રી પતીને દ્દષ્ટ પડયો તિહાં થકા. ૨૦
નરપતીના તિહાં પ્રણમી પાય, શ્રીપતી નિજ ઘર લેઈ જાય;
અશન પાન કરી રાજા સુવે, શેઠ સહીત નૃપ વિચિત્ર જુવે. ૨૧
બોલ્યાં વરસ તિહાં સાડા સાત, અવલોકે શનિશ્ચર પતી વાત;
શની હંસ મધે સંક્રમી, હાર ગોડલે મુકયો વમી. ૨૨
અઢી સંવછર મશ્તકે રહે, અઢી નાભે જોતીષ કહે;
અઢી સંવછર ચરણે વાસ, હુવો શનિશ્ચર તીજો તાસ. ૨૩
જનમ થકી દ્વીતીય ચોથો આઠમો, દ્વાદશમો શનિશ્ચર વમ્યો;
એ કથા સાંભળશે જેહ, સર્વ રાશી ફળ પામશે તેહ.* ૨૪
તતક્ષણ શનિશ્ચર પ્રગટયો ત્યાંય, વર માગો તમો વિક્રમરાય;
જો તું મુજને તુઠયો અહીં, જેહ કથા કહેશે તારી સહી. ૨૫

* આ ચોપાઇની મતલબ એ છે કે, માણસને પોતાની જે જન્મરાશી હોય તે રાશીથી ગણુતાં જે શની રાશી ભોગવતો હોય ત્યાં સુધી ગણુવું. તે ગણુતાં પેહેલો, બીજો, ચોથો, આઠમો, અને બારમો, એટલા આંક આવે તો પોતાને પનોતી છે એમ સમજવું. તેમાં ચોથો અને આઠમો પોતાની રાશીથી શની હોય, તો અઢી વરસની પનોતી સમજવી. અને પોતાની રાશીથી બારમો શની હોય તો સાડા સાત વરસની પનોતી સમજવી. પછી અઢી વરસ મસ્તકે રહે, અને અઢી વરસ છાતીએ રહે, અને અઢી વરસ પગે રહે, એ સાડા સાત વરસની પનોતી સમજવી. ધારો કે હાલ શનિ મેષ રાશીનો છે તો વરખ રાશીને બારમો થયો, એટલે બ૦ વ૦ ઉ૦ આ નામવાળાને સાડાસાત વરસની પનોની ચાલે છે. તો એ પનોતીવાળા માણસે આ ચોપાઇ હમેશાં સવારમાં એક વખત ભણુવાથી શનિશ્ચર તેહેના ઉપર મહેર નજર રાખે છે.

તેહને તું પીડે નહી કદા, એ વર આપો શનિશ્ચર સદા;
વર દેઈ શનિશ્ચર થાનકે ગયો, હરખ્યો રાય ઉજેણી ગયો. ૨૬
ચાલ્યો ચતુરંગિણી સૈન્યાએ કરી, આવ્યા જીહાં ઉજેણી પુરી;
નિજ ભુવને વિક્રમ આવીયો, અખીલ લોકે વધાવી લીયો. ૨૭
સિદ્ધસેન ગુરૂ વચને કરી, લહ્યો ધરમ સમકીત આદરી;
મહાકાલ તીરથ ઓધરી, પરદુઃખ ટાલણ દાનેશરી. ૨૮
સુખે સમાધે પાળે રાજ, લહી સમકીત નર સારે કાજ;
નીરીયાવળી ઉપાંગે લહ્યો, એકા અવતારી શનિશ્ચર કહ્યો. ૨૯
એહ કથા છે શનિશ્ચર તણી, પીડા ન કરે ચોપાઇ ભણે;
સુખ સંપત્ત તે સઘળી લહે, પંડિત **લલીતસાગર** એમ કહે. ૩૦

## अथ श्री देवानंदानी सज्झाय.

( "મહા મોહ પામી રે મનશું માનની રે." —એ દેશી. )

દરશને આવ્યા હો દેવાનંદા બ્રાહ્મણી રે, સાથે લીધો પોતાનો કંથ રે;
એક રથે બેસીને નિસર્યા રે, વાંદવા જાએ શ્રી ભગવંત રે. દર૦ ૧
ઘરેણાં પહેર્યા હો ઘણાં જડાવનાં રે, દીસે અપ્સરા અનુંસાર રે;
રમઝમ રમઝમ ચાલે પ્રેમશું રે, અઢાર દેશની દાસીઓ સાથ રે. દર૦ ૨
અતિશે દેખીને રે હેઠા ઉતરી રે, પગે પાળા આવ્યા પ્રભુની પાસ રે;
પંચ અભિગમ દોનું સાચવી રે, પ્રભુજીને વાંદે મન ઉલ્લાસ રે. દર૦ ૩
પ્રભુજીને દેખીને પાનો ચઢયો રે, બલોયા તો બાંહ્યો માંહે ન સમાય રે;
કંસો તો તુટી રે કંચુવા તણી રે, દેહ પ્રફુલ્લીત અતી ગણી થાય રે.દર૦૪
ઉભા રહીને જુવે સુંદરી રે, નેણ તો કમલપેરે કહ્યા નવ જાય રે;
તન મન ઉલસ્યા દેવાનંદા બ્રાહ્મણી રે. મા બેટાનું હેત જણાય રે.દર૦૫
ગૌતમ પુછે શ્રી મહાવીરને રે, નંદા કેમ જુવે છે મેશાન્મેશ રે;
દેહ પુલીને પાનો ચડયો રે, આટલી નારી માંહિ દીસે એક રે. દર૦ ૬
મહાવીર કહે સુણો ગોયમાં રે, નંદા છે માયરી માય રે;
પુત્ર સ્નેહે પાનો ચઢયો રે, મા બેટાનું હેત જણાય રે. દર૦ ૭
વાણી સુણીને ગૌતમ સ્વામિ રે, હરખ્યા સભા સઉ લોક રે;
**ઋષિથોથમલજીકહેધન્યમાતાપીતારે,સંજમપાળીનેપહોંચ્યામોક્ષરે.દ.૮**

# अथ श्री महावीर जीन स्तवन.

નહિ માંનું રે અવરની આંણુ, નારે પ્રભુ નહિ માંનું;
મ્હારે ત્હારે વચન પ્રમાણુ, અવરને નહિ માંનું. નારે૦ ૧
હરિહરાદિક દેવ અનેરા, દીઠા મેં જગમાંહે રે;
ભામિની ભમર કુટિલ સહુ ભોગી, તે તો મુજને ન સુહાય. નારે૦ ૨
કોઈક રાગી કોઈક દ્વેષી, કોઇક લોભી દેવ રે;
કોઇક મદ માયાના ભરીયા, શી કરવી તસ સેવ. નારે૦ ૩
મુદ્રા પણ દીસે નહિ જેહમાં, તારી પ્રભુ તિલમાત્ર રે;
તે દેખીને દીલ નવી રીઝે, શી કરવી તસ વાત. નારે૦ ૪
તું ગતિ તું મતિ તું મુજ સ્વામિ, જીવ જીવણુ આધાર રે;
રાત દિવસ સુપનાંતર તુંહિ, તુંહિ તુંહિ મારે નિરધાર. નારે૦ ૫
ચોવીસમો જીન ત્રિભુવન સ્વામિ, રાજા સિદ્ધારથના નંદ રે;
ત્રિસલાજીના ન્હાનડીયા તુમ, દીઠ હે અતિહિ આનંદ. નારે૦ ૬
અવગુણુ સરવ ઉવેખીને મુને, સેવક કરીને નિહાળ રે;
જગ બંધુએ વિનતિ માની, મ્હારા દુઃખને દુરે ટાળ. નારે૦ ૭
**સુમતિવિજય** કવિરાયનો, કહે **રામવિજય** કરજોડ રે;
ઉપગારી અરિહંતજી, મારા ભવ ભવ બંધન છોડ. નારે૦ ૮

# अथ श्री अजीत जीन स्तवन.

ચોથો આરો જીનવર વારો, અજીતનાથ અધિકારી,
એકસો સીત્તેર જીનવર વિચરે, નવકોડિ કેવલ ધારી;
આરો સહુથી સારો રાજ, અજીતનાથનો વારો. એ આંકણી. ૧
નવ સહસ્ર કોડી મુનિવર મોટા, અઢી દ્વીપે ઉપગારી;
સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા, ઊત્કૃષ્ટા નરનારી. આરો૦ ૨
રાયશું રમતા રાણી જીત્યાં, ગરભાતણો ગુણ લીધો;
પુત્ર જન્મ જાણીને રાજાયે, અજીત નામ તસ દીધો. આરો૦ ૩

અજીત કામ મોહ અજીતે જીત્યાં, જ્ઞાન કેવળ તવ પાયો;
ચોસઠ ઇંદ્ર મળી મહોત્સવ કીધો, જીનવરના ગુણ ગાયા. આરો૦ ૪
પુરવ લાખ બહોંત્તેર આયુ, પાળી પહોંચ્યા મુગતે;
અંગ ઉલ્લાસે ગણી તેજસિંઘજી, ભાંખે જીનવરના ગુણ જુગતે. આરો૦ ૫

## अथ श्री राजेमती नेमनुं स्तवन.

( "રાયજી અમે તો હિંદુ આણાકે, રાય ગરાશીયા રે લોલ"—એ દેશી.)

નેમજી તોરણથી રથ વાળી કે, પ્રભુ પાછા વળ્યા રે લોલ;
ધનરા નેમજી રે લોલ. એ ટેક૦
નેમજી તત્ક્ષણ રાજુલ નાર કે, જળ નયણે ભર્યાં રે લોલ. ધ૦ ૧
નેમજી એમ કેમ તોડો પ્રેમ કે, કઠિણ હઇડું કરી રે લોલ; ધ૦
નેમજી પૂરવ ભવની પ્રિત કે, તે કેમ વિસરી રે લોલ. ધ૦ ૨
નેમજી ચાલે મજીઠા રંગ કે, સુગુણની પ્રિતડી રે લોલ; ધ૦
નેમજી દિન દિન ચઢતે હેત કે, ઊત્તમની રીતડી રે લોલ. ધ૦ ૩
નેમજી વાદળીયાની છાંયે કે, ઘડી થીર નવી રહે રે લોલ; ધ૦
નેમજી તેમ નિર્ગુણ નિઃસ્નેહ કે, નેહ નહિ રહે રે લોલ. ધ૦ ૪
નેમજી હું તો તુજ ગુણ લીન કે, વૈરાગી તું સહી રે લોલ; ધ૦
નેમજી જલિ જલિ મરે પતંગ કે, દીવાને મન નહિ રે લોલ. ધ૦ ૫
નેમજી નિરંજન ભગવાન કે, તુને કાંઈ નવિ અડે રે લોલ; ધ૦
નેમજી એહ એકાંગી પ્રિત કે, કેમ પુરી પડે રે લોલ. ધ૦ ૬
નેમજી વિરહ અગ્નિની જ્વાળ કે, હૈડા પર જલે રે લોલ; ધ૦
નેમજી મનના દુઃખની વાત કે, કહીયે કોણ આગળે રે લોલ. ધ૦ ૭
નેમજી સહજ સુરંગા સાજન કે, ક્ષણ ક્ષણ સાંભરે રે લોલ; ધ૦
નેમજી જેહશું લાગ્યું ચિત્ત કે, તે કેમ વિસરે રે લોલ. ધ૦ ૮
નેમજી ગુણ અવગુણની વાત કે, જોતાં કેમ વિસરે રે લોલ; ધ૦
નેમજી બાંહે ગ્રહ્યાની લાજ કે, સુમાણસ સાચવે રે લોલ. ધ૦ ૯
નેમજી રાજુલ દિક્ષા લેઇને કે, મુક્તિ મેહેલે મળ્યા રે લોલ; ધ૦
નેમજી હંસ રતન પ્રભુ હેજ કે, સફળ વંચ્છિત ફળ્યાં રે લોલ. ધ૦ ૧૦

# अथ श्री संभवनाथजीनुं स्तवन.

( ચાલ. )

પ્રભુ પ્રણમું રે, સંભવનાથ સોહામણા;
વાણી સુણતાં રે, સંદેહ ભાજે ભવતણા;
કરજોડી રે, ભાવ ધરી શિર નામીયે,
ગુણ ગાતાં રે, મુક્તિ તણાં સુખ પામીયે.

( ઉથલો. )

પામિયે સહિ મુક્તિનાં સુખ, ભાવથી જો ધ્યાઇયે,
ગુણવંત ગિરવા દેવ ત્રીજા, શ્રી સંભવનાથ આરાધિયે;
નયરી સાવથ્થી તણો નરેશર, રાય જીતારી જાણીયે;
રાણી તે સૈન્યા તણો નંદન, શ્રી સંભવનાથ વખાણીયે. ૧

( ચાલ. )

ચઉદ સુપનશું રે, સ્વામિજી આવીને ઉપના;
તવ દેશમાં રે, દાનના સંભવ નીપના;
તેણે ગુણે કરી રે, સંભવ નામજ થાપીયું;
પુત્ર જન્મે રે, દાન રાયે બહુ આપીયું.

( ઉથલો. )

આપીયું બહુ દાન રાયે, પુત્ર જન્મ જ્યારે હુવો;
તવ દેવ દેવી ઇંદ્ર આવી, જન્મ મહોત્સવ સુર કીયો;
અનુક્રમે યૌવન વય જાણી, પાણીગ્રહણ કરાવીયો;
સંસારનાં સુખ ભોગવી, પછી સંજમશું મન આણીયો. ૨

( ચાલ. )

એક કોડને રે, આઠ લાખ દિન દિન પ્રત્યે,
સંવત્સરી રે, દાન દીધાં એવા જીનવરે;
તેવ દેવતા રે, ચોસઠ ઇંદ્ર મહોત્સવ કરે,
નર સહસ્રશું રે, સ્વામિજી સંયમ ઉચરે.

( ઉથલો. )

ઉચ્ચરે સહી સ્વામિ સંભવ, સુર થઇને સંચરે;
મુનિવર તિહાં સહે પરિસ્સાહ, મેરૂની પરે નવિ ચળે;

તપ સંયમ ક્રિયા સંવર, જ્ઞાન કેવલ તવ લહ્યો;
પ્રષદા આગળ સ્વામિ સંભવ, દયા માર્ગ ધર્મ કહ્યો. ૩

(ચાલ.)

જીનની વાણી રે, યોજન લગે સહુકો સુણે;
વૈરીનાં રે, વૈર સરવે તિહાં ઉપશમે.
સોવનવાને રે, ચારસે ધનુષ કાયા કહુ;
આયુ પુરવ રે, સાઠ લાખ જીનને લહું.

(ઉથલો.)

જીન તણા રે વખાણ કીધા, ગુરૂ થકી એવું લહ્યું;
જીવો તે જીવો સાધ જીવો, જિવ રિખ જેણે કહ્યું.
દયા ધર્મ જાણી ભાવ આણી, જીન તણાં ગુણ જે સ્તવે;
**અભેરાજ** કહે સંસાર સાગર, સુખે હેલાં તે તરે.

---

# अथ श्री कुमति सुमतिनी सज्झाय.

( " વાંસલડી વાગી ને હું તો જાગી. "—એ દેશી. )

અહો દુર્મતડી, વેરણ થઇ લીધો રે મારા નાથને. એ ટેક.
તુને મમતા માયાએ જાઇ છે, તું તો દૂતપણામાં ડાહી છે;
તું તો વાઘણ થઇને વાહી છે. અહો દુર્મ૦ ૧
તું મિથ્યાત્વ મતની ચેટી છે, તું કપટપણાની પેટી છે;
તું તો લોભ સંઘાતે લેટી છે. અહો દુર્મ૦ ૨
તેં મોહ મદિરા પ્યાલો પાયો છે, મ્હારો નાથ તેણે ભરમાયો છે;
તેં સુકૃત ખજાનો ખાયો છે. અહો દુર્મ૦ ૩
તેં કપટ કેળવણી કીધી છે, વળી વાત કરે બહુ ઝીણી છે;
પણ ગુણઠાણે તું હીણી છે. અહો દુર્મ૦ ૪
મ્હારો કંત પાસમાં પાડયો છે, મહારો વિવેક પુત્ર વિણસાડયો છે;
મહારો સમકિત મંત્રી તાડયો છે. અહો દુર્મ૦ ૫

તાહારો માન પુત્ર મને પ્યારો છે, તે તો દુર્ગતિ પુરનો દ્વારો છે;
એ તો ભવ અટવીનો આરો છે. અહો દુર્મ૦ ૬
કહે દુર્મતડી દોષ નહિ મ્હારો, મેં તેડયો નહિ સ્વામિ ત્હારો;
એ ઉપાધિ તણો સહિ ઉપગારો,
હો સુમતિજી, મુજને એવડો દોષ દીયો શા માટે. ૭
નીર વહે નીચે ઢાળે, ઊંચું ન વહે કોઇ કાળે;
એ તો કલબલ કરી કોઇક વાળે. હો સુમતિ૦ ૮
મેલા ખેલા જિહાં હોવે, અણતેડયો જગ સહુ જોવે;
એ તો ખાંતે નિશિ સઘળી ખોવે. હો સુમતિ૦ ૯
જિહાં દેવગુરૂ દર્શન કરવા, કથા સુણી પાતક હણવા;
તિહાં મોહ આવે છે મન હરવા. હો સુમતિ૦ ૧૦
સંગે કથા સુણવા જાવે, આળસ ઊંઘ તિહાં આવે;
ભગવાન વચન નહિ મન ભાવે. હો સુમતિ૦ ૧૧
હવે કંત તમારો સમજાવો, પ્રેમ વાયકથી પરચાવો;
તિહાં દુર્મતિનો નહિ કાંઈ દાવો. હો સુમતિ૦ ૧૨
સમતા ઘરમાં જે ઠરશે, શુદ્ધ સમકિત તેહિ જ ધરશે;
ભવસાગર પણ તેહિજ તરશે. હો સુમતિ૦ ૧૩
જે ઉપાધિ તણાં ઘરથી ટળશે, સમાધિ તણાં ઘરમાં ભળશે;
તે તો માહાનંદ પદમાં જઈ મળશે. હો સુમતિ૦ ૧૪

---

# અથ શ્રી શિખામણની સજ્ઝાય.

( " ધારણી મનાવે રે મેઘકુમારને રે. "—એ દેશી. )

કાંઇ નવિ ચેતો રે ચિત્તમાં જીવડા રે, આયુ ગળે દિન રાત;
વાત વિસારી રે ગર્ભવાસની રે, કુણ કુણ ત્હારી જાત. કાંઈ૦ ૧
દોહિલો દીસે રે માનવ ભવ તણો રે, શ્રાવક કુળ અવતાર;
પ્રાપ્તિ પુરી રે ગિરવા ગુરૂ તણી રે, તુજ ન મળે વારંવાર. કાંઈ૦ ૨

તું મત જાણુ રે એ ધન માહરૂંરે, કુણ માતા કુણ તાત;
આપ સ્વાર્થે સહુ કોઈ મળ્યું રે, મ કર પરાઇ તું વાત. કાંઇ૦ ૩
પુણ્ય વિહુણા રે દુઃખ પામે ઘણા રે, દોષ દીએ કીરતાર;
આપ કમાઈ પુરવ ભવ તણી રે, ન મિટે તેહ લગાર. કાંઈ૦ ૪
કઠિણ કરમને અહનશ જે કરે રે, તેહનાં ફળ જે વિપાક;
હું નવિ જાણું રે કુણ ગતિ તાહરી રે, તે જાણે વીતરાગ. કાંઇ૦ ૫
તેં દુઃખ સહ્યાં રે બહુ રમણીતણાં રે, અનંત અનંતીવાર;
**લબ્ધિ** કહે રે જે જીનને ભજે રે, તે પામે મોક્ષ દ્વાર. કાંઇ૦ ૬

---

# अथ श्री उपदेशी सज्झाय.

**( "અબ તો મનવા મેરા મેલી દેને માન "—એ દેશી. )**

અબ તો વિષયનકો રસ ત્યાગ દે ગમાર, માર૦ એ ટેક.
વીષે ઠગોરી ઇંદ્રજાળ બત, એ સમજો નરનાર;
રજ્જુ સર્પ અરૂ જ્યું મૃગ તૃષ્ના,વીણસત લાગે ન વાર, વાર૦ અબ૦ ૧
આ ભવ અપજ ખોત હોત હે, પરભવ દુઃખ અપાર;
દસ અવસ્થા મદન્મત વારી, સબકુ કરત ખીગાર, ગાર૦ અબ૦ ૨
અલી પતંગ કુરંગ મીન ગજ, એક એક નિરધાર;
શબ્દ રૂપ રસ ગંધ સ્પર્સ, એ પંચ વિષય વીકાર, કાર૦ અબ૦ ૩
પંચ વિષયકા તેવીસ તસકર, દેત દુઃખ સંસાર;
**પરશોત્તમ** કહે દુર કરી કે, કીજે કરણી સાર, સાર૦ અબ૦ ૪

---

# अथ श्री मारुदेवा मातानी सज्झाय.

**( "રજની કયાં રમી આવ્યા જી. "—એ દેશી. )**

નગરી વનીતા ભલી બિરાજે, જગમગ જગમગ સોહે જી,
કંચન માંહે કોટ બિરાજે, સુરીનરનાં મન મોહે જી;
ઇણુ ક્રોડ પુરવ લગ પામી સાતા, મોરાદેવી માતા જી. એ ટેક૦ ૧

જઠે આદેશર આવી ઉપના, મોરાદેવી પેટે જી;
જામણ જગમેં હુઈ જ્યાવી, જાયો રીખવ જીનેશ્વર બેટો જી. ઇણુ૦ ૨
સેજ્યા ઉપર બેઠા સોહે, તે વડા તકીયા ગાદી જી;
હુવા ભરત બાહુબળ સરખા પોતા, જ્યારી જગમેં દીપે દાદી જી. ઇણુ૦ ૩
અઠાણું વળી નાના પોતા, લળીલળી લાગે પાયો જી;
રૂપ અનુપમ અવલ બીરાજે, મુલ કંતા મુખ આગે જી. ઇણુ૦ ૪
બ્રાહ્મી સુંદરી દોનું પુત્રી, રહી અખંડ કુમારી જી;
મોહટી સતીયા મુકતે પહોંચી, જ્યાંરો જગમાં મહીમાં ભારીજી. ઇણુ૦ ૫
પાંસઠ હજાર પેઢી નજરે દીઠી, નામ સઘળાના ધરીયા જી;
શોગ સંત્તાપ કદીય ન દીઠો, પુરા પુન્ય તેણે કરીયા જી. ઇણુ૦ ૬
અંગમાં કદી ના હુઇ અશાતાં, તસકો કદીય ન કીધો જી;
જ્યાં લગી જીવ્યા મોરાદેવી, અ:શદ એક નવી લીધો જી. ઇણુ૦ ૭
શ્રી આદેશરજી અઠે પધાર્યા, દીધી ભરતે વધાઇ જી;
હરખ ધરીને હાથી હોદે, પુત્ર વંદણને આઈ જી. ઈણુ૦ ૮
જથે ઇંદ્ર ઇંદ્રાણી દેવી દેવતા, નરનારીના વંદો જી;
સમોશરણમાં સાહેબ બેઠા, જેમ તારામાં ચંદો જી. ઈણુ૦ ૯
જગ તારણને જોતી જામણ, આયો ઉજવલ ધ્યાનો જી;
મોહ કર્મ જીત્યાં મોરાદેવી, પામ્યા કેવળજ્ઞાનો જી. ઈણુ૦ ૧૦
ઈણુ ચોવીશીમાં સઘળા પહેલી, શીવનગરીમાં પેઠીજી;
મોરાદેવી મુકતે પોહોંચ્યા, હાથી હોદે બેઠા જી. ઇણુ૦ ૧૧
શ્રી આદેશર ઉદર ધરીને, મોક્ષે પોહોંચ્યા માતા જી;
ઋષિ **રાયચંદજી** કહે જે ગુણ ગાશે, તે નર પામે શાતાજી. ઇણુ૦ ૧૨
સંવત અઢાર વર્ષ સાડત્રીસે, મેડત નગર ચોમાસો જી;
કાર્તિક વદ સાતમે ગુણ ગાયા, સુણતાં પામે લીલ વીલાસોજી. ઈણુ૦ ૧૩

---

## અથ શ્રી ઉપદેશી છંદ.

( મનહર. )

અતિ અપમાન કરી દયા વિના દીધું દાન,
એવું દાન દીધાથી ન દીધું તેજ સારૂં છે;

આળસ ન કીધી પણ કપટનું કીધું કામ,
એવું કામ કીધાથી ન કીધું તેજ સારૂં છે;
પાણીની તરસ લાગે વીખ તણું પીધું પાન,
એવું પાન પીધાથી ન પીધું તેજ સારૂં છે;
કહે **દલપત્ત** ઠગવા પ્રભુનું લીધું નામ,
એવું નામ લીધાથી ન લીધું તેજ સારૂં છે. ૧

એક સરણાઇવાળો સાત વર્ષ સુધી શીખી,
રાગ રાગણી વગાડવામાં વખણાણો છે;
એકને જ જાચું એવી ટેક છેક રાખી,
એક શેઠને રીઝાવી મોજ લેવાને મંડાણો છે;
કહે **દલપત્ત** પછી બોલ્યો તે કંજુસ શેઠ,
ગાયક ન લાયક તું ફોગટ ફુલાણો છે;
પોલું છે તે બોલ્યું તેમાં કરી તેં શી કારીગરી,
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે. ૨

દેખવા પરાયા દોષ ચક્ષુ જો ચંચળ થાય.
અંચળ તો આપણી જ આંખ આડું ધરીએ;
મિથ્યા મુખ સ્વાદ માટે કરે જો વિવાદ કોઈ,
રાખીએ વદન બંધ વેણુ ન ઉચરીએ;
સમજી વીચારી કદી સંડાસ ઉઘાડીએ ન,
જો ઉઘાડીએ તો નાક બંધ કરી ફરીએ;
કહે **દલપત્તરામ** જો કદાપિ કોઈ ઠામ,
ખળ મુખ ખોલે ત્યારે કાન બંધ કરીએ. ૩

માનવીઓ મધ્ય અભિમાન ધરી શ્વાન કહે,
નગરીના લોક છેક નબળા નરમ છે;
હું તો ભસું સર્વને મને ભસી ન શકે કોઇ,
કેવું મોટું મારૂં ચોખું ચઢતું કરમ છે;
ત્યારે તેને તેજ ઠામ કહે **દલપત્તરામ**,
ખોટો એવો મોટો તારા મનમાં મરમ છે;

ભસવાનો ભાઇ તે તો તારોજ ધરમ ધાર,
સજ્જનને ભસવાની અતિશે શરમ છે. ૪

કીમત ન જાણે તેની કીરતી કરીએ કેમ,
કહો એના પીતાનું અમારે ક્યાં કરજ છે;
વગર તેડાવ્યા જઇ વદીએ વખાણ વડાં,
એ થકી તો ઘણું સારૂં અમારૂં ઘર જ છે;
જર તણાં મદથી તે આંખો ખોલી જોતા નથી,
શારદાનો વર શીર અમારે જરજ છે;
જેને કવી જનની ગરજ નથી જણાતી તો,
એવા મગરૂરથી અમારે શી ગરજ છે. ૫

કુકડને પકડવા જાણો સરદાર જતાં,
નાડું છુટયું કુકડનું ત્યાં પેલો પોકારે છે;
કુકડ કહે તું મને બાપ કહે તોજ બાંધું,
નહિ તો ન બાંધુ તેની શરમ તો તારે છે;
મનાવતાં બીજી રીતે માને નહિ તેનું મન,
બાંધ બાપ નાડુ અંતે એમ તે ઉચ્ચારે છે;
દાખે **દલપત્તરામ** દેખી લ્યો એ દાખલાથી,
નિરલજ જીતે અંતે લાજવંત હારે છે. ૬

ચોરી કરી ચોર પછી બોલે બહુ જુઠા બોલ,
જુગારીને જુઠા સમ ખાવા જીભે જોર છે;
ચોર ચોરી કરમ કરીને પાપે પેટ ભરે,
જુગારી જગતમાં ખરો હરામખોર છે;
ચોર ચીજ ચોરતાં ન લાવે લવલેશ લાજ,
જુગારી જુગારે જોતાં નિર્લજ નઠોર છે;
કહે **દલપત્તરામ** કેને ભલો ભુંડો કહું,
ચોર જેવો જુગારી જુગારી જેવો ચોર છે. ૭

કાગ કહે રાગ મારો હંસથી રસીક રૂડો,
અંગ તણો રંગ પણ જાણનાર જાણશે;

મરઢની મુછે રંગ હોય હંશ અંશ જેવો,
રંગ બાંધી રંગ મુજ અંગ તુલ્ય આણુશે;
પતિવ્રતા પતનીનો પતિ પરદેશ હોય,
પ્રતીજથી તે તો મારા બોલને પ્રમાણુશે;
શું કહું વિશેષ વાત સુંણો **દલપત્તરામ**,
વિવેક વિનાના લોક હંસને વખાણુશે. ૮

હંસ કહે હાડીયા તું ચાડીયાની ચાલ છોડ,
બાડીયા તારા તે બોલ ચાહી કોણુ ચાખશે;
આપનાં વખાણુ આપો આપ કરે આપ મુખ,
દુનીયાં તો દેખશે તેવાજ ગુણુ દાખશે;
માન મળે તેને તો હું નથી અપમાન દેતો,
માન અપમાન જોગ માનવીઓ ભાખશે;
દાઝે બળ્યો દ્વેષ કરે તેથી **દલપત્ત** કહે,
રાગ રંગ રૂડો ગણી તને કોણુ રાખશે. ૯
શીખામણુ શુદ્ધ દેતાં વચન વિરૂદ્ધ માને,
તો શા માટે તેમ કરી વ્યર્થ વેઠ વહીએ;
ભાખીએ ભલાને માટે તોપણુ તે ભુડું ગણે,
હ્રદયમાં રોષ રાખે તેથી દુર રહીએ;
જેને મન ગમે જેમ ભલે કરે તે તો તેમ,
શામાટે સંતાપ એવો શ્રમ કરી સહીએ;
કહે **દલપત્તરામ** ચુપ રહીએ તે ઠામ,
કહેતાં ઉલટું માને તેને તો ન કહીએ. ૧
ઉંટ કહે આ સમામાં, વાંકા અંગવાળા ભુંડા,
ભૂતળમાં પક્ષીઓ ને, પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુંછડીનો, વાંકો વિસ્તાર છે;
વારણુની સુંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શીર વાંકા, શીંગડાનો ભાર છે;

સાંભળી શીયાળ બોલ્યો, દાખે **દલપત્તરામ**,
અન્યનું તો એક વાંકુ, આપનાં અઢાર છે. ૧૧

કમાઇ કમાઇને કમાણી ધુળધાણી કરે,
એ તે સારો શ્રીમંત કયારે થશે સંસારમાં;
ભણીભણી ભુલી જાય ભણેલું સંભારે નહિ,
કહે **દલપત્ત** થશે કુશળ કે વારમાં;
આંધળી દળેને આટો ચાર શ્વાન ચાટી જાય,
એ તે આટો ક્યારે એને આવશે આહારમાં;
સાત ડગ સામા ભરી પાંચ ડગ પાછો ફરે,
કહો એ તે સંઘ કયારે પહોંચે કેદારમાં. ૧૨

સુમ કયું ન દેત દાન, દાન થે નવે નીધાન,
કબહું ન હોત હાન, માન સાચ મનમેં;
અધિક આદરમાન, હો ગયે તેરે બખાન,
બધિર કયું પુટે કાન, તાન નહિ તનમેં;
દોલત અથીર જાન, દયા દુખીકી આન,
હોયગો અંતે હેરાંન, લોભકે લંછનમેં;
પરેગો નરગ ખાન, હૈયા કુટો હેવાન,
**ખોડીદાસ** વિના દાન, ધુડ તેરે ધાનમેં. ૧૩

ઘરમાં ઘરૂણી સંગ, સંગરામે શૂરવીર,
લુંટનાર લોકને તો, આપવા ઉદાર છે;
જોરાવર જન પાસ, ખરા ક્ષમાવાન રહે,
પેટને અનાજ દાન, દેવાને દાતાર છે;
ભવનમાં ભંડારેલું, ધન કાઢે ભોગવવા,
તે તો પાછું સોંપવાને, શાણા શાહુકાર છે,
સુણો રૂડા રાજહંસ, દાખે **દલપત્તરામ**,
ચિત્ત પાસે સત્ય બોલે, એવા તો અપાર છે. ૧૪

વાણીએ વેપાર થાય, વાણીએ ઉગાર થાય,
રાજ કારભાર સાર, વાણીએ પ્રમાણીએ;

વાણીએ જ જ્ઞાન વિજ્ઞાન અનુમાન થાય ,
જે વિના યથાર્થ જગદીશ નહિ જાણીએ
વાણીઓ ન હોત તો ન હોત માણસાઇ મુલ,
એ થકી અધિક કહો, ખુબ શું વખાણીએ;
કહે **દલપત્તરામ**, જે કહું હરેક કામ,
વિશ્વમાં વિશેષ તો વિખ્યાત કર્યું વાણીએ. ૧૫

બોલે એક બોલ તેના તોલથી તપાસીએ તો,
વરતી શકાય તેની વાતચીત વાણીએ;
કેવી ચાલ કેવો માલ કેવો તેનો બધો તાલ,
પુછયા પાખી પણ પરીપુરણ પ્રમાણીએ;
લક્ષ્કઠના લાડુ તણાં નામથી તમામ ગુણ,
દાખે **દલપત્ત** આપ અંતરમાં આણીએ;
પંડયાણીનું પુરૂં કુલ પુછયા પાખી પ્રીછી લેએ,
દીકરાનું નામ જ્યારે દાઉદીઓ જાણીએ. ૧૬

કુભારજા કંથને મનાવા માટે કહે કેણ,
હું તો તુંથી હારી હવે માટે માફી માગું છું;
માણસો મળી મને કહે છે કંથને મનાવ્ય,
માટે હું મનાવા આવી ભ્રાંત તારી ભાગુંછું;
તેં તો વાળ્યો આડો આંક ટાંક મારો વાંક નથી,
રાંક બની બધી રીસ રૂષ્યાની ત્યાગું છું,
રોયા તારી રીસ મુકય કર્યું તારૂં કાળું મોઢું,
પીટયા તને હું પચાસ વાર પગે લાગું છું. ૧૭

સાધારણ કનકની કીમત ન કરી જાણે,
કુંદનની કીંમત તે કેમ કરી જાણશે;
હળદીની કીંમત હયાતીમાં ન કરી હોય,
કેસરની કીંમત તે કેમ ઉર આણશે,
કિડીયાં મોતીની કાંઈ કીંમત ન કરી જાણે,
મોંઘા મુલાં મોતીને શું વિવિધ વખાણીયે;

કહે **દલપત્ત** કાંઇ કવિતા ન કંઠે કરી,
કવિતાની કીંમત તે શી પેરે પ્રમાણશે. ૧૮
હોડી તુટી હોય તોય, તેમાં લે ઉતારૂઓને,
એ તે ખાડીમાં ઉંડા, ઉતારવા કે તારવા;
વૈદક ભણ્યા વિનાનો, વૈદ બની વઇદું કરે,
એ તે એનું શરીર, સમારવા કે મારવા;
કામમય કથા કહી, કહે જીતો કામ ક્રોધ,
એ તો અગ્નિ ભરેલો, ઉભારવા કે ભારવા;
દાખે **દલપત્ત** શસ્ત્ર, વિના જે સંગ્રામ સજે,
એ તે શત્રુ સૈન્યને, સંહારવા કે હારવા. ૧૯
અનુમતી ગુરૂજીકી, શિષ્યકુ લાગત નીકી,
કીરતી અધીક શુભ, વનીતકી હોય હે;
બાહીરથી ગુરૂજી આયે, શિષ્ય સન્મુખ ધાયે,
જાયે ગુરૂ સેને પાય, ધર્મકો ઉદ્યોત હે;
અંગીત ગુરૂકીં રીત, જાનત કરત નિત્ય,
આછો પાયો સમકીત, બુદ્ધી ઋદ્ધિ બોત હે;
ગુરૂજીકે આધિન રહે, આણા અખંડીત વહે,
ઋષિ **ખોડીદાસ** કહે, ઉંચ કુળ ગોત હે. ૨૦

---

# अथ श्री उपदेशी कुंडलीया.

---

મહોબત કીજે મર્દશું, કબહુ આવત કામ,
શિર સાટે શિર દેત હે, દુખિયનકો બિશ્રામ;
દુખિયનકો બિશ્રામ, દુઃખ અપને તન ઝીલે,
મટે ન જબ લગ માંહિ, તહાં અપનો કર હીલે;
કથે શું કવીયાં કાન, સત્યસે સાચી સોબત,
કબહું આવત કામ, મર્દસે સાચી મહોબત. ૧

મિશરી ઘોરે જુઠકી, એસે હોય હજાર,
ઝેર પિલાવે સાચકા, સો વિરલા સંસાર;
સો વિરલા સંસાર, પટંતર ઉનકા એશા,
મિશરી ઝેર સમાન, ઝેર હે મિશરી જૈસા;
કથે શું કવિયાં કાન, ભુલ મત જૈયો ભોરે,
જીનકે શિર પેંજાર, જુઠકી મિશરી ઘોરે. ૨

ખરકો તુરંગ ન નિપજે, સજે અતિશે સાજ,
ઘુવડ હોય ન પદ્મણી, કગવા બને ન બાજ;
કગવા બને ન બાજ, કાચ કંચન નવ હોવે,
મર્કટ ગલેમેં હાર, જઇ જંગલમેં ખોવે;
કથે શું કવિયાં કાન, સ્વભાવ ન પલટે નરકો,
સજે અતિશે સાજ, તુરંગ ન નિપજે ખરકો. ૩

ભીંડા ભાદુ માસકા, વડકું કહે જરૂર,
મોત ન ઇતિ આવે નહિ, જગા કરો તુમ દૂર;
જગા કરો તુમ દૂર, વડે જબ અરજી કીની,
બરષાઋતુ એક માસ, આશ વસવેકુ દીની;
કથે શું કવિયા કાન, મુલ કછું નહિ હે ઉંડા,
આયા આસો માસ, ભુખ દુઃખ સુકયા ભીંડા. ૪

વચન સુનેરી ઝાલરી, બેહદ ગડી સુનાર,
ઠેર ઠેર ચિત્ત રાખકે, મત પાનીમેં ડાર;
મત પાનીમેં ડાર, ગઇ સો હાથ ન આવે,
પડી ખલકકે પાસ, આપકો માન ગુમાવે;
કથે શું કવિયાં કાન, અબ નહી લાજ હુનેરી,
મત પાનીમેં ડાર, જાલરી બચન સુનેરી. ૫

ચિન્તા જ્વાળ શરીર બંન, દાહ લગૈ ન બુઝાય,
પ્રકટ ધુવા નહિ દેખીએ, ઊર અંતર ધુંધવાય;
ઊર અંતર ધુંધવાય, ઝરે જ્યોં કાચકી ભટ્ટી;
રક્ત માંસ જરી જાય, રહી પાંજરકી ટટ્ટી.

કહે **ગિરિધર** કવિરાય, સુનો રે મેરે મિંતા,
વૈ નર કૈસે જીએ, જાહી વ્યાપી હૈ ચિન્તા. ૬

ચિન્તાસે ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન,
બુદ્ધિ સહીત વિદ્યા ઘટે, ચિન્તા ચીત્તા સમાન;
ચિન્તા ચીત્તા સમાન, નેન નીદ્રા નહી આવે,
નહી નારીસે પ્રેમ, ભુખ નહી ભૌજન ભાવે;
કહે **ગિરિધર** કવિરાય, સુનો સબ સજ્જન મિંતા,
સો નર કેસે જીએ, નિશદિન જીસ મન ચિન્તા. ૭

લાઠીમેં ગુણ બહુત હે, સદા રાખીએ સંગ,
ગહિરી નદિ નાળા જ્યાં, તહાં બચાવે અંગ;
તહાં બચાવે અંગ, ઝપટી કુત્તાકું મારે,
દુશમન દાવાગીર, હોય તિનહુકો જ્યારે;
કહે **ગિરિધર** કવિરાય, સુનો હો ધુરકે બાઠી,
સબ હથીયાર ન છાંડ, હાથમેં લીજે લાઠી. ૮

કળજુગ તેરે રાજ્યમેં, ભયો અંધેરો ઘોર,
શોર કીયો કોટવાળને, ઊલટો દંડે ચોર;
ઊલટો દંડે ચોર, જોર કોટવાળ ન ચાલે,
કાજી શાહ વજીર, લાંચ લે ન્યાય ન બોલે;
કહે **ગિરિધર** કવિરાય, ધર્મકો રહ્યો ન પાયો,
માર્યે જાત ગરીબ, રાજ કલજુગકો આયો. ૯

બનીયા વેષ્યા એક હે, તામેં ફેર ન જાન,
રસઈરસવતરાત હે, તન મન ધનસો આન;
તન મન ધનસો આન, વાત હિતહીકી ભાંખે,
નિર્ધનિયન પહેચાન, ઘડીએ કો નહિ રાખે.
કહે **ગિરિધર** કવિરાય, સુનો રે સબ દુનીયા,
મતલબહીકે યાર, હોત વેષ્યા ઓર બનીયા. ૧૦

પ્રિત જુ કીજે ચતુર શું, જિનહેં પ્રિતકી લાજ,
સો જોજન જલમેં રહે, પથરી તજે ન આગ;

પથરી તજે ન આગ, ચતુરકી પ્રિત જ્યું એસી,
તુટે સો સો બાર, ફેર જેસી કે તેસી;
કહે **ગિરિધર** કવિરાય, ચતુર શું કીજે કાજા,
જો તુટેગી પ્રિત, બહુરી આવેગી લાજા. ૧૧

બંદા બોત ન ફુલીએ, ખુદા ખમેગા નાંહિ,
જોર જુલમ ન કીજીયે, મૃત્યુલોકકે માંહિ;
મૃત્યુલોકકે માંહિ, તુજરબોં તુર્ત દીખાવે,
જેતા કરે ગુમાંન, સોહી નર ખત્તા ખાવે;
કહે દીન દરવેશ, ભુલ મત ગાફિલ ગંદા,
ખુદા ખમેગા નાંહિ, બોત મત ફૂલે બંદા. ૧૨

એક નારસે કીજીએ, તોબા વાર હજાર,
કયા ન કરે કછુ કામિની, જો મિલહી દસ બાર;
જો મિલહી દસ બાર, હુકમ બિન જંગ મચાવે,
ઈનિકા હાંસી ખેલ, કિસીકા શીર કટાવે;
કહે દીન દરવેશ, મિલત જે લાખ પ્યારસે,
તોબા વાર હજાર, કીજીયે એક નારસે. ૧૩

કોડી મિલે ન ભાગ્ય બિન, હુન્નર કરો હજાર,
કો નર પાવે સાહેબી, બિના લેખ કિરતાર;
બિના લેખ કિરતાર, સાત સાગર ફિર આવે,
ભટક મરે બે કાજ, ગાંઠકી લાજ ગુમાવે;
કહે દીન દરવેશ, દસો દિશ દેખો દોડી,
હુન્નર કરો હજાર, ભાગ્ય બિન મિલે ન કોડી, ૧૪

પાવૈયેકે શહેરમેં, વેશ્યા કિયા દુકાન,
તેલ જલાયા ગાંઠકા, કછુ ન પામી માન;
કછુ ન પામી માન, રેન સારી ભર રોઈ,
ઈશ ગાંડુકે શહેર, ઈજ્જત અપ્નુ સબ ખોઈ;
કહે દીન દરવેશ, ભાવ કયા ભાવઈઓકા,
નહી જાન્યા નાયકા, શહેર હે પાવૈયોંકા. ૧૫

દાતા નહિ શૂરા નહિ, નહિ ધરમ નહિ નેમ,
સો આયા સંસારમેં, જાણુ જનાવર જેમ;
જાણુ જનાવર જેમ, કરી નહિ સુકૃત કરણી,
જાણ્યા નહિ જગદીશ, ભાર મારી વ્હે જનની;
કહે દીન દરવેશ, જીવતા અવગત જાતા,
નહિ ધરમ નહિ નેમ, નહિ શુરા નહિ દાતા. ૧૬
જીતનો કહીયો જીભશું, ઉતનો રખ્ખો માન,
બકવા બોત ન કીજીયે, સુણુ સુણુ મિત્ર સુજાન;
સુણુ સુણુ મિત્ર સુજાન, બોલ કર દેખો બતિયાં,
ચલિયે વાચા ચુક, પંચમેં રહે ન પતિયાં;
કહે જેષ્ટ ગુન જાન, સબુસે સરબર રહિયો,
જીતનો પડે ન જૂઠ, જબાંસેં ઈતનો કહિયો. ૧૭

# अथ श्री उपदेशी सवैया.

ગંગ તરંગ પ્રવાહ ચલે ઓર, કુપકો નીર પીયો ન પીયો,
અબ્બ હૃદે રઘુનાથ બસે તો, ઓરકો નામ લીયો ન લીયો;
કર્મ સંજોગ સુપાત્ર મિલે તો, કુપાત્રકો દાન દીયો ન દીયો,
કવિ ગંગ કહે સુણુ શાહ અકબર, મુરખ મિત્ર કીયો ન કીયો. ૧
તારાકી જોતમેં ચંદ્ર છુપે નહિ, શૂર છુપે નહિ બાદલ છાયો,
રણુ ચડયો રજપુત છુપે નહિ, દાતા છુપે નહિ માગન આયો;
ચંચલ નારકો નેન છુપે નહિ, પ્રિત છુપે નહિ પુઠ દેખાયો,
કવિ ગંગ કહે સુણુ શાહ અકબર, કર્મ છુપે ન ભભૂત લગાયો. ૨
બાલસે ખ્યાલ બડેસે બિરોધ, અગોચર નારસે ના હસિયે,
અન્નસે લાજ અગનસે જોર, અજાને નીરમે ના ધસિયે;
બૈલકું નાથ ઘોડેકું લગામ, હસ્તિકું અંકુશસે કસિએ,
કવિ ગંગ કહે સુણુ શાહ અકબર, કુરસે દૂર સદા બસિયે. ૩
જ્ઞાન ઘટે કોઇ મૂંઢકી સંગત, ધ્યાન ઘટે બિન ધીરજ લાયે,
પ્રિત ઘટે કોઇ મુંગેકે આગે, ભાવ ઘટે નિતહી નિત જાયે;

શોચ ઘટે કોઈ સાધુકી સંગત, રોગ ઘટે કુછ ઓખદ ખાયે;
કવિ ગંગ કહે સુણુ શાહ અકબર, દારિદ્ર કટે હરિ ગુન ગાયે. ૪
પાવકકું જલ બુંદ નિવારણુ, સુરજ તાપકું છત્ર કીયો હે,
વ્યાધિકું બૈદ તુરંગકું ચાબક, ચોપગકું બ્રખ દંડ દીયો હે;
હસ્તિ મહા મદકું અંકુશ હે, ભુત પિશાચકું મંત્ર કીયો હે,
ઓખદ હે સબકો સુખકારક, સ્વભાવકો ઓખદ નાંહી કીયો હે. ૫
રતિ બિન રાજ, રતિ બિન પાટ, રતિ બિન છત્ર, નહિ એક ટીકો,
રતિ બિન સાધુ, રતિ બિન સંત, રતિ બિન જોગ, ન હોય જતીકો;
રતિ બિન માત, રતિ બિન તાત, રતિ બિન માનસ, લાગત ફીકો,
કવિ ગંગ કહે, સુણુ શાહ અકબર, નર એક રતિ બિન, એક રતીકો.૬
નૃપ માર ચલી અપને પિયાસો, પિયુ સર્પ ડસ્યો દુઃખમેં પરીહું,
લે ગયે ચોર વિદેશનકું, ઉન બેચ દિની ગુનિકા ઘરહું;
સુત સંગ ભયો જરને ચલિ હું, નિર પુર ભયો નિરકે ચરીહું,
છત્ર પતિ મહારાજ સુનો અબ, છાશકો સોચ કહા કરીહું. ૭
માત કહે મેરો પૂતસપૂત કે, બેની કહે મેરો સુંદર ભૈયા,
તાત કહે મેરો હે કુલદીપક, લોકમેં લાજ અધિક બધૈયા;
નારિ કહે મેરો પ્રાણુપતિ, જીનકે જાકે મેં લેઉં બલૈયા,
કવિ ગંગ કહે સુણો શાહ અકબર, જીનકે ગાંઠ સફેદ રૂપૈયા. ૮
જો દસ વીસ પચાસ ભયે શત, હોય હજાર તું લાખ મગેગી,
કોટી અરબ ખરબ અસંખ્ય, ધરાપતિ હોનેકી ચાહ જગેગી;
સ્વર્ગ પતાલકું રાજ કરૌ, તૃષ્ના અધિકી અતિ આગે લગેગી,
સુંદર એક સંતોષ બિના શઠ, તેરી તો ભુખ કદી ન ભગેગી. ૯

---

## उपदेशी कवीत.

---

ધન દેવે ધામ દેવે, બાતકો વિશ્રામ દેવે,
રાજકી લગામ દેવે, એસો પ્રિય પેખ્યો હે;
સમય અનુકુળ રહેવે, ભુલ થાય નહિ દેવે,

નિષ્કપટ ન્યાયી કુડ, કપટ જેને છેકયો હે;
બાત ગુપ્ત રાખે દાખે, બોલ ના કદિ ઉથાપે,
પ્રકૃતિ પિછાની જાની, લાયક મન લેખ્યો હે;
કહત હે કવિ ગંગ, સુનો મેરે દિલ્હી પતિ,
સમયપેં શીશ દેવે, એસો કોઈ દેખ્યો હે. ૧

કહેતે સમજે નહિ, સમજાયે સમજે નહિ,
કવિ લોગ કહે, કહિકે અવિસારસી;
કાકકો કપુર જૈસે, મર્કટકો ભુષણુ જૈસે,
બ્રાહ્મણુકો મછ્છા જૈસે, મીરકો બનારસી;
બધિરકે આગે તાન, ગાયેકો સ્વાદ જૈસે,
હિજડેકે આગે નારિ, લાગત અંગારસી;
કહે કવિ ગંગ, મનમાંહિ તો વિચાર દેખો,
મુંઢ આગે વિદ્યા જૈસે, અંધ આગે આરસી. ૨

જશકો સ્વાદ સોઇ, સુનીચે પરાયે કાન,
જ્ઞાનકો સ્વાદ સોઇ, હરીગુન ગાઇએ;
જીભકો સ્વાદ બુરો, બોલીયે ન કઉ સંગ,
સંપત્તકો સ્વાદ શીશ, સબસે નમાઇએ;
ઘરકો સ્વાદ જબે, હેકી સંપ હોઈ ચલે,
દેહકો સ્વાદ સો, નીરોગ દેહ પાઇયે;
એ તો સુખકો સ્વાદ, કહત **કેશવદાસ**,
ખાનેકો સ્વાદ કછું, ઓરકું ખવાઇએ. ૩

જારકો વિચાર કહાં, ગણીકાકો લાજ કહાં,
ગધાકો પાપ કહાં, આંધળેકો આરસી;
નિર્ગુણુકો ગુણુ કહાં, દાન કહાં દરીદ્રીકો,
સેવા કહાં સુમકી, અરંડકીસીડારસી;
મદપીકો સૌચ કહાં, સાચ કહાં લંપટકો,
નીચકો વચન કહાં, સ્યાલકી પુકારસી;

ટોડર સુ કવી હેસે, હઠી તેં ન ઢાર ટલે,
ભાવે કહો શુદ્ધી બાત, ભાવે કહો ફારસી. ૪

કાયરકો ખેત કહાં, કપટીકો હેત કહાં,
વેષ્યા વિશ્વાસ કર, કોન સુખ પાયો હૈ;
કાઠકી સમશેર બાંધ, કોને જગ જીત લીયે,
પથ્થરકી મુરતકો, કહાંલો સમઝાયો હૈ;
આંચકી ચીંગારીકો, પુસમા છુપાય દેખો,
રાગકે રૂપૈઆકો, કહાલો તપાયો હૈ;
ગાંડુમેં ગુલામ, ઈતલામ બાદશાહીને,
ગંગાસે ગુનીહીકો, ગજેંદ્રપૈ ચીરાયો હૈ. ૫

પૈસે બીન બાપ કહે, પૂત તો કપુત મેરો,
પૈસે બીન ભાઈ કહે, બડો દુઃખદાઇ હૈ;
પૈસે બીન કાકા કહે, કોનકો ભતીજા હૈ તું,
પૈસે બીન બેન કહે, કીસકા તું ભાઇ હૈ;
પૈસે બીન જોરૂ સંગ, છોડ કર ચલ જાય,
પૈસે બીન સાસ કહે, કીસકા જમાઇ હૈ;
પૈસે બીન પડોશી કહે, બડા ગંવાર હૈ તું,
આજકે જમાનેમેં, પૈસેકી બડાઈ હૈ. ૬

સુરતકો સાર ગયો, લોકકો વ્યવહાર ગયો,
રોજગાર ડુબ ગયો, દશા હેસી આઇ હે;
ટુટ ગયે શાહુકાર, ઉઠ ગઈ ધીરધાર,
નહી કોઇ કીસેકે યાર, વેરી સગા ભાઇ હે;
ખાનેકું ઝેર નહી, રહેનેકું ઘેર નહી,
બાત કહા કહું યાર, સબી દુઃખદાઇ હે;
કહે તે ફેકીરૂદીન, સુનો હો ચતુરસુજાન,
ટુટ ગયે તોબી ફક્કડ, સુરતી સીપાઇ હે. ૭

રોગ કરે ભોગ ત્યારે, વૈદને વિશેષ લાભ,

દેશભંગ થતાં બેસે, કોળી તો કમાઇને;
પડે જો દુકાળ રળે, દાણાના દુકાનદાર,
લડે જો ભૂપાલ લાભ, સોગણો સીપાઇને;
માનવીઓ મરે ત્યારે, ભલો લાભ ભંગીઆને,
અને અવતરે ત્યારે, દામ મળે દાઇને;
દાખે **દલપત્તરામ**, લડે લોક ઠામઠામ,
ભલો લાભ તે સમે, મળે વકીલ ભાઇને. ૮

સારૂ કામ સાધવાને, શુરા ન શુકન કસો,
ચંદને આનંદ યોગ, ફંદ ફાવે ફોસીને;
ઘર ચલાવવામાં ઘર ધણી, ઘણો ઘેલો હોય,
પળ પળ પ્રતિ જાય, પૂછવા પાડોશીને;
કયારે ન્હાઊં કયારે ખાઉં, કયારે સેજ સુઈ જાઊં,
કયારે જાઊં કચેરી, કલમ કાને ખોસીને;
જાણે તે તો સઘ કામ, સાધે **દલપત્તરામ**,
જાણે નહી તે તો, જઈ પુછે જાણા જોશીને. ૯

સુમને રૂપૈયો લીનો, કરમેં પેસીનો દેખ,
જેષ્ટ કવી દિન્હો, ઊપદેશ યૈ રૂપૈયા તેં;
કાઢે અકુલાત આંસુ, પાત કરે જારે ગાત,
હૈ તું પ્રિય મોંકો, માત તાંત બ્હેન ભૈયા તેં;
દાતા ઘર જાતો તો, કુટાતો ના વિરામ પાતો,
આતો પરો મેરે હાથ, હાર મત હૈયા તે;
જીન રહીં જયોંલીં ત્યોંલો, દાટીં ના બટાઉં તોય,
મેં જો મરજૈ હોં તો, સિખાય જૈહોં છૈયા તેં. ૧૦

નાગનકે ગાવનમેં, ધોબનકો કહા કામ,
પાતરકો કહા કામ, નાજરકી યારીમેં;
મુરખ તમામ વહાં, ચાતુરકો કહા કામ,
કોયલકો કપ્રા કામ, બંબુરકી બારીમેં;

કહે **જયેષ્ટલાલ** હમ, યાર હે ઊદાર નરકે,
કવિયનકો કહા કામ, સુમકી કચારીમેં. ૧૧

બેઠીયે ન જહાં તહાં, કીજે ન કુસંગ સંગ,
કાયરકે સંગ શૂર, ભાગેહિ ભાગે;
કાજળકી કોટડીમેં, કેસોહી જતન કરે,
કાજળકી એક રેખ, લાગેહી લાગે;
દેખો એક બાગનમેં, ફૂલનકી બાસનમેં,
કામિનીકે સંગ કામ, જાગેહી જાગે;
કહેતે **બિહારીલાલ**, વૈસો હે હમારો ખ્યાલ,
ઇતનમેં એક ફંદ લાગેહી લાગે. ૧૨

યુક્તિ ઉપાઈ એતી, ઉમર ગમાઈ કછુ,
કીની ન કમાઇ, કામ ભયો ન ભલાઇકું;
અઉધી જબ આઈ તબ, કોનહે સહાઇ ભાઈ,
રાઈભર કછુ ન, બશાઇ ઠકુરાઇકો;
આઇ પહુંચાઈ પછતાઇ, માઇ બાઇ જાઇ,
છુટયો નાતો તુટયો નાતો, કીશન સગાઇકો;
ઇહાં તો સદાઈ, ધામધુમકી ચલાઈ પર,
ઉહાં તો નહી હે ભાઇ, રાજ પોપાબાઇકો. ૧૩

---

# अथ श्री उपदेशी छप्पा.

---

જરો રૂપ ગુન પખે, જરો બીન તેજ તુરંગમ,
જરો મીત્રશું કપટ, જરો દુરીજનશું સંગમ;
જરો અર્થ બીન બાત, જરો ભાવત બીન હાંસો,
દુઃખ બીન દારૂ જરો, જરો એકલડો બાસો;

પાંત પુલ ફલ બીન જરો, સો સોમલરૂપ અકજ ફલ,
કવી ગંગ કહેરે ગુની જનો, જસ બીન સંપત્ત જાઓ જલ. ૧
રવન ન કીયો નીકલંક, કાયા તેં અમર ન કીની,
લક્ષ્મિ લઇ દાતાર, કૃપન કરમેં દઈ દીની;
સોનન કીયો સુગંધ, કરી કસ્તુરી કારી,
નિષ્ફળ નાગરવેલ, બોત ફલ લાગ્યા તાડી;
ચકવારે ન બિછવો કીયો, સાયર નીર ખારો કીયો,
કવી ગંગ કહે ઠાકુરા, તું ઠેરેઠેર ભુલી ગયો. ૨
બુરો પ્રીતકો પંથ, બુરો જંગલકો બાસો,
બુરો નારકો નેહ, બુરો મુરખસે હાસો;
બુરી સૂમકી સેવ, બુરો ભગિનિ ઘર ભાઇ,
બુરો પેટ પંપાળ હે, બુરો સુ રનમેં ભાગનો;
કવિ ગંગ કહે અકબર સુનો, સબસે બૂરો માંગનો. ૩
નમે તુરી બહુ તેજ, નમે દાતા ધન દેતો,
નમે અંબ બહુ ફુલ્યો, નમે જરહર બરસંતો;
નમે સીંહ ગુનવાન, નમે ગજવેલ સ્વારી,
નમે સો ભારી હોય, નમે કુલવંતી નારી;
કંચન પન કસીયો નમે, બ્રાહ્મ બેન સાચું ચવે;
સૂકા કાષ્ટ અજાણુ નર, ભાંગ પડે પન નહિ નમે. ૪
કહાં સુમકો દાન, કહાં ફાગુણકો વુઠો,
કહાં મુરખકો માન, કહાં નીરધનકો તુઠો;
કહાં નીચકો સંગ, કહાં કોદરાકો ખાનો,
કહાં કીડીકી બાત, કહાં ગાડરકો દુઝનો;
કવિ ગંગ કહે રે ગુણી જનો, ફુટી નાવ ના ખેડીયે,
અવગુણ ગુણજાણે નહી, ઉસ કુટલકું કહાં સેવીયે.
ચંચળ પીંપળ પાંન, મન ચંચળ ઠાકુરકો,
ચંચળ ગજનો કાન, ઠાણુ ચંચળ ચાકરનો;
ચંચળ સમુદ્ર તરંગ, રાગ સંધ્યાનો ચંચળ,
ચંચળ વિજળી ઝબકાર, અપર ધ્વાજા પણ ચંચળ;

પુની લોચન મરકટ કામની, ચંચળ વ્યસની નરા,
પ્રિત કહે તમે જાણુજો, ચંચળ મન ચિન્તાતુરા. ૬
વણુ પુછયાથી વેણુ, ઘણા બોલે તે ઘેલો,
ખોટી કાડો ખુબ, પડે પંડે પણ પહેલો;
ન કર્યાનું કરી નિત્ય, ચિત્ત ચેતી નવ ચાલે,
પરનું પોતા તણું, ઘણું ઘેલો ઘર ઘાલે;
વળી વહેલો વળગે વાદમાં, છેલ્લો છેક છુટી પડે,
દિન દિન **દલપત્તરામ** કહે, ઘાટ ઘણા ઘેલો ઘડે. ૭

---

# अथ श्री उपदेशी प्रस्ताविक दोहरा.

---

અરીહંત સિદ્ધ સમરૂં સદા, આચારજ ઉવજ્ઝાય;
સાધુ સકલકે ચરણકું, વંદુ શિષ નમાય. ૧
શ્રી ગુરૂદેવ પ્રસાદશું, હોત મનોરથ સિદ્ધ,
જ્યું ઘન વરસત વેલીરૂપ, ફલ પુલનકી વ્રદ્ધ. ૨
ગઈ વસ્તુ સોચે નહી, આગમ વંચ્છા નાય;
વર્તમાન વર્તે સદા, સો જ્ઞાની જગમાંય. ૩
બુરા બુરા સબકું કહે, બુરા ના દિસે કોય;
જો ઘટ શોધું માહરો, મુજસે બુરા ન કોય. ૪
કહેવામાં આવે નહી, અવગુણ ભર્યા અનંત;
લીખવામાં કયું કર લીખું, જાણો શ્રી ભગવંત. ૫

## अपूर्ण उपाय विषे.

કદી અપૂર્ણ ઉપાયથી, કામ ભલું ન કરાય;
થૂંકે કાગળ સાંધિયો, જોતાં ઉખડી જાય. ૧
તળાવ નદિયો તુંબડે, આર પાર ઉતરાય;
સાગર સંપૂરણ ભર્યો, તે તો નહિ તરાય. ૨

બે જણ નિમ્યા હોય ત્યાં, એકે ન સરે અર્થ;
બે કમાડને બારણે, વાસ્યું એક તે વ્યર્થ. ૩
કશું ન નિપજે એકથી, ફોગટ મન ફુલાય;
કમાડ તાળું બે મળી, ઘરનું રક્ષણ થાય. ૪
જોઈએ તેમાં એક પણ, ઓછે નહિ નિભાય;
પાયા ઈંસો ઉપળાં, મળી ખાટલો થાય. ૫
એક રૂપૈયો સાંપડે, નાણાવટુ ન થાય;
મળે સુંઠનો ગાંગડો, ગાંધી નહિ થવાય. ૬
કારજ સહાયતા વિના, કરી શકે નહિ કોય;
કહો હથોડો શું કરે, જો નહિ હાથો હોય. ૭
નિશ્ચે નિયમ પ્રમાણમાં, કસર કરી ન શકાય;
રંગ જેટલો નાંખીયે, તેવું પટ રંગાય. ૮
ચાકર અલ્પ પગારનો, હોય ન ચોખી ચાલ;
જરૂર જાણો જગતમાં, મૂલ પ્રમાણે માલ. ૯

## अदेखां विषे.

અદેખાં તણી આંખમાં, કમળા કેરો રોગ;
પીળું દેખે પર વિષે, રોગ તણે સંજોગ. ૧
પરમેશ્વર જો પાધરો, શત્રુથી શું થાય;
પથરા ફેંકે પાપી જન, ફૂલ થઈ ફેલાય. ૨
પરનું બીગાડતાં પડે, જોખમ આપ જરૂર;
પ્રજાળતાં હનુમાનને, પ્રજળ્યું લંકાપુર. ૩
જોર વિના સન્મુખ રહી, જો રવિના સન્મુખ;
રહિ ઉભો રજ નાંખશે, પડે પંડને મૂખ. ૪
વેર પરસ્પર નાતમાં, રાખે હલકી જાત;
શ્વાન જાય જો કાશીયે, નડશે વચમાં નાત. ૫

## अभाव विषे.

ગુણ દેખી દ્વેષી બળે, તે રાજી ન થનાર;
અધિક રૂપાળીનો કરે, ત્યાગિ અધિક તિરસ્કાર. ૧

અભાવ આવે તેહને, સ્વાદ જરી ન જણાય;
આંમિશ જોતાં વિપ્રને, ઉરથી ઉલટી થાય. ૨
સારાને નરસું ગણે, જો મન ઉઠી જાય;
ભમરો ભોગી સુગંધનો, ચંપાને ન ચ્હાય. ૩
તેને ચાલે તે વિના, જો ઉર થાય અભાવ;
સૂર્ય વિના ઘુડને સદા, કશો નહિ અટકાવ. ૪
સરસપણું સમ જાય નહિ, જો પર પક્ષ જણાય;
સરસ રસોઇ ક્ષુદ્રની, દેખી ન દ્વિજ લોભાય. ૫

## अभिमान विषे.

માણુસ જાણે મેં કર્યું, એ મિથ્યા અભિમાન;
સ્વતંત્ર નવ હાલી શકે, વડ પીંપળના પાન. ૧
આ જગમાં અભિમાન તો, કદિ ન કરશો કોય;
શેર તણે માથે કદી, સવાશેર પણ હોય. ૨
ગર્વ ન કરીયે ગુણ તણો, ગર્વે ગુણ ન ગવાય;
પય સાકરમાં વિખ ભળે, તો તે વિખ સમ થાય. ૩

## कंजुस विषे.

મોટા જાણી મન વિષે, અચલ ન ધરિયે આશ;
સુણ્યો ન કોઇ સુખી થયો, તાડતળે વસી વાસ. ૧
લે લૂંટી ધન કૃપણનું, કાં રાજા કાં ચોર;
ખંખેરાએ ખાસડે, બોરડી કેરાં બોર. ૨
તરત ન માને લોભીયો, પામે પીડા પ્રચંડ;
ખાય ડુંગળી ખાસડાં, દે પછી પૂરો દંડ. ૩
કંજુસ પૂણ્ય કરે નહિ, કદી કરે તો અલ્પ;
જનને છાયા તાડની, સુખ આપે તો સ્વલ્પ. ૪
કંજુસ ફૂલે તે થકી, અલ્પ ન ધરીયે આશ;
આવળ ફૂલે અતિ ઘણી, નહિ શુભ ફળ ન સુવાસ. ૫
લોભી જન લાલચવડે, સોંપે સર્વ કમાઇ;
જેમ પડે ખગ જાળમાં, ચણુ ચરવા લલચાઇ. ૬

લોભી જન ઉપકારીનું, સર્વસ્વ લેવા ચ્હાય;
જેમ ચણાના છોડને, સમૂળ ખેંચી જાય. ૭

## કૃતઘ્ની વિષે.

કૃતઘ્નીને જે ગુણ કર્યો, વસ્તુનો વણસાડ;
ગદ્ધે ખાધું ખેત્ર તે, નહિ પુણ્ય નહિ પાડ. ૧
કૃતઘ્નીને જે આપીયું, ખાય ત્યાં લગી પ્રિત;
ખાતાં સુધી ભસે નહિ, શ્વાન તણી એ રીત. ૨
ગુણ જે કર્યો ગમારને, ધરી ધૂળમાં ધૂળ;
બાવળિયો બળિયો બની, સહાય આપે શૂળ. ૩
વળતે દિન ન વિસારીયે, સુખ દીધું દુઃખ કાળ;
ઉનાળે જળ આપતાં, ફળે રતે તરૂ ફાળ. ૪
દે આશ્રય જે દુષ્ટને, ઘડેજ તેનો ઘાટ;
નીરે તાર્યું કાષ્ટને, શીરપર પાડી વાટ. ૫

## કરકસર વિષે.

કષ્ટે આવે કર વિષે, તે ઝટ નહિ વવરાય;
કષ્ટે વીંટી પહેરીયે, તે કષ્ટેજ કઢાય. ૧
યોગ્ય ખરચ કરવું ભલું, ભલું અધીક નહિ ભાઇ;
લેખણ ભરી લખવું ભલું, નહિ રેડી રૂશનાઇ. ૨
નિજ ઘરનું પરનું વરે, ત્યાં તેવો મન રંગ;
દરજી પખતું વેતરે, મોચી વેતરે તંગ. ૩
જે ખરચે આવક વિના, તે ધન ખૂટી જાય;
ટાંકું ખૂટે પણ જુઓ, કુવા અખુટ દેખાય. ૪

## કશું નિરુપયોગી નથી તે વિષે.

કરી જાણે ઉપયોગ તો, નિરૂપયોગી ન જણાય;
વાંકાનાં પૈડાં બને, સિધે થાંભલા થાય. ૧
જો ઉપયોગ ન આવડે, અપાર ઉપજે શોક;
આંજે અંજન આંખનું, મુખપર મુરખ લોક. ૨

માલ મુદ્દલ જેમાં નહિ, તેને કોણુ ચ્હાય;
કચરો પૂંજો કાઢીને, ઉકરડે જ નખાય. ૩
જેને છે જે કામનું, ગ્રાહક તેનો થાય;
ખેડુ ખાતર નાંખવા, ઉકરડો લઇ જાય. ૪
ફરીચે વસ્તુ ન કામની, કરી નથી કર્ત્તાર;
એક ગણે અપવિત્ર તે, બીજો કરે અહાર. ૫
જુગ્તિ જાણે તેહને, નથી નકામું કોઇ;
કરે બેસવા કાઠડા, ઊંટે ઢેકો જોઇ. ૬

## ધર્મ સિદ્ધાંત વિષે.

આખી પૃથ્વીમાં કદી, થાય ન રાજા એક;
તેમજ એકજ ધર્મ પણુ, કદી ન ચાલે છેક. ૧
ધર્મ નિયમ પાળ્યા વિના, પ્રભુ ભજવા તે વ્યર્થ;
ઓસડ શેવ્યે શું થશે, પળાય નહિ જો પથ્ય. ૨
વેશ ફેરવીને નવા, કર્યા પંથના ગ્રંથ;
પણુ કાને ખાવા તણો, કોઇએ ન કર્યો પંથ. ૩
માણુસની મુઠી વિષે, વસ્તુ નહિ વરતાય;
તો જગદિશ્વરની કળા, અકળિત કેમ કળાય. ૪
એકજ નદી તળાવ નહિ, દુકાન પણુ નહિ એક;
ધરણી ઉપર ધર્મના, એમજ પંથ અનેક. ૫
શાસ્ત્ર વિવિધ વાંચ્યા વિના, જ્ઞાન ન પામે કોય;
જે જન બહેરો જન્મથી, તે મુંગો પણુ હોય. ૬
ચાલે બળદ ઇશારતે, હાંકનારની જેમ;
સૃષ્ટીના નિયમો થકી, સ્વધર્મ સમજો તેમ. ૭
આપે ભુંડું આપનું, કોઇ ન ચાહે ચિત્ત;
સૌ ઇચ્છે સ્વર્ગે જવા, નહિ કો નરક નિમિત્ત. ૮
મુઆ પછી ફૂટ ફૂટ કરે, સૌ જેને સંસાર;
પુરો પુરાવો એજ છે, ગયો નરક મોઝાર. ૯
મનાય છે વિશ્વાસથી, સ્વર્ગ અને વળી નર્ક;
એમાં સંશય ઉપજે, કહીયે તેજ કુતર્ક. ૧૦

જેનું હાર્દ નવ જડે, તેની શી પંચાત;
કાળ અને આકાશના, છેડાની શી વાત. ૧૧
જે ટોળીને જે ગમ્યું, તે તેનો આચાર;
ધર્મ ગણી દેવી કને, કરે મનુષ્ય સંહાર. ૧૨
રૂચી પ્રમાણે મનુષ્યની, ઉપજ્યા ધર્મ અનેક;
એક અહિંસાને ભજે, અશ્વમેધને એક. ૧૩
થાય ખરાબી ધર્મની, જો ગુરૂમાંહિ બગાડ;
રહે કુશલ શી રીતથી, મૂળ સડ્યું તે ઝાડ. ૧૪
કરીયે નહી ઈશ્વર વિષે; તર્કવિતર્ક અનંત;
મૃતિકાની કોઠી ધુવે, કાદવ નીકળે અંત. ૧૫
ડરે પાપથી પ્રભુ ભજે, તે સૌ ધર્મી ધાર;
જેમ સાચવ સાચવે, તે સહુ શાહુકાર. ૧૬
ભાવ ભેદથી ધર્મના, ભાસે ભેદ અનેક;
સર સરિતા વાવો કુવા, નીર એકનું એક. ૧૭
અધર્મ પર પીડા વિષે, સુધર્મ પર ઉપકાર;
પયમાં માંખણ જેમ તે, સર્વ ધર્મનો સાર. ૧૮
ધર્મ વૃથા ભક્તિ વિના, ભક્તિ ધર્મ રહિત;
ભીંત વિના પાયો વૃથા, પાય વિના શી ભીંત. ૧૯

## नम्रता विषे.

જો રાખે નરમાશ તો, કરે શત્રુમાં વાસ;
બત્રીસ દાંત વચ્ચે વસે, જીભ રાખી નરમાશ. ૧
ઉદ્ધત દુઃખ પામે અતિ, નમ્ર બચે એ ન્યાય;
નમ્ર ઝાડ નદીમાં બચે, અનમ્ર ઉખડી જાય. ૨
એક અદેખા જન વિના, વિનય થકી વશ થાય;
જળ સૌને શીતળ કરે, તાતા તેલ સિવાય. ૩
યોગ્ય નમ્રતા કીજીયે, અધિક કર્યે ઉપહાસ;
વાટે કરતા દંડવૃત, લોક હસે ચોપાસ. ૪
અતિ નમ્રને દબાવવો, ઉન્મત્તનો એ ચાલ;
નિધિને નૌકા અતિ નમે, તો ચાંપે પાતાળ. ૫

નમ્રપણું અતિ નિરખીને, ઝેરી ન તજે ઝેર;
અજા ધરે અતિ નમ્રતા, વાઘ તજે નહી વેર. ૬
ઉત્તમ જનપરકારણે, નમેજ ઠામોઠામ;
માથું જ્યાં ત્યાં નમે, ઉદર ભરણને કામ. ૭
પરોપકારી હોય પણ, ધરે નમ્રતા ધીર;
પોખે સૌના પ્રાણ પણ, નમતું ચાલે નીર. ૮

## गरज विषे.

આપ આપની ગરજથી, ગરજૂ જગત જણાય;
વગર દરદ ઘર વૈદને, જરૂર કોઈ ન જાય. ૧
તમા ન તજીયે તેહની; જેની ગરજ સદાય;
જળ સાથે રીસાઇને. કહો મત્સ ક્યાં જાય. ૨
જેની ગરજ પડે સદા, તેને કેમ તજાય;
બાળે છે ઘર આગ પણ, ઘરમાં રોજ રખાય. ૩
કદિ હલકાની ગરજ પણ, ભારે ને પડનાર;
કાષ્ટ નાવના આશરે, પથરો ઉતરે પાર. ૪
તેનો દોષ ગણાય નહિ, જે ઉપયોગી અગાધ;
એઠી ખેળ ગણાય પણ, કાગળનો નહિ બાધ. ૫
એક બીજાની સહાયથી, સુખ દીસે ચોપાસ;
પોતાથી નવ બની શકે, વાસણ વસ્ત્ર નિવાસ. ૬
શીરપર શત્રુ ત્યાં સુધી, ગરજ બીજાની હોય;
ટાઢ ગયે સગડી તણો, પાડ ન પૂછે કોય. ૭
ગરજ વગરનું કોઈને, કોઈ ન ચિત્ત ચ્હાય;
ગરજે મોટા મહિપતી, પર ઘર ધક્કા ખાય. ૮

## घरसुत्र विषे.

આંટી કાઢે અકલથી, ઘુંચ પડે ન મુંઝાય;
તાણીને તોડે નહિ, તો ઘરસુત્ર ચલાય. ૧
ઘર સુતરને ફાળકે, ઘણી ઘુંચવણ વીર;
તાણી તોડે આકળો, ધીમે ઉકેલે ધીર. ૨

તંત અત્યંત ન તાણીયે, તાણે તૂટી જાય;
જો તૂટ્યાં મન સાંધીયે, વચે ગાંઠ પડી જાય. ૩
પરણીને ઘર માંડતાં, સદા સહનતા તાક;
પરણ્યાં પહેલું પોંખતાં, સાસુ તાણે નાક. ૪
ચાખે કે ચાટે નહિ, તે બન્ને પસ્તાય;
એવું છે સંસારસુખ, લક્કડ લાડુ માંય. ૫

## ચડતી પડતી વિષે.

જ્યારે રૂઠે દૈવ તો, બંદોબસ્ત ન કરાય;
સમુદ્ર સરખી ખાઈ પણ, લંકા લીધી રામ. ૧
શીખામણ લાગે નહી, જ્યારે વિનાશ કાળ;
સમજાવ્યો સમજ્યો નહી, લંકાનો ભૂપાળ. ૨
દેખે પડતા દિવસમાં, સ્વજન પરસ્પર કાળ;
જેમ કાચના ગુણ થકી, દીસે રૂપ વિકરાળ, ૩
દિવસ ફરે તેવે સમે, સમજણ સઘળી વ્યર્થ;
ધર્મરાજ જુગટું રમ્યા, એવો કર્યો અનર્થ. ૪
સવળે દિન સવળું પડે, અવળે અવળું થાય;
અણઇચ્છિયું આવી મળે, ઇચ્છિત અળગું થાય. ૫
માન અને અપમાન લે, ચડતે પડતે કાળ;
બંધીખાનામાં પડે, ગયે શીયાળે શાલ. ૬
સુખ દુઃખ સરવે સાંખીયે, સુણી જુના ઇતિહાસ;
રાજ્ય મળે કોઇક દિવસ, કોઇ દિવસ વનવાસ. ૭
દિવસ ફરે તો દિલ વિષે, અવળા સુઝે ઉપાય;
કાપી વાદીનો કંડીયો, મુશક સર્પમુખ જાય. ૮
દિન પલટે પલટાય છે, પૃથ્વીનો પણ રંગ;
સિદ્ધ રાજ્યનું ક્યાં ગયું, સરવર સહસ્ત્ર લિંગ. ૯
શા માટે ગભરાઇએ, છે મિથ્યા ગભરાટ;
ઘણાં મુઆં મરશે ઘણાં, કેના કરીશ ઉચાટ. ૧૦
કોણ કળી શકે દૈવ ગતિ, બનશે કેમ બનાવ;
કોણ કહેતું જે જશે, મહિપતિ મલ્હારાવ. ૧૧

## जश विषे.

સુજશ રહે સદ્‌ગુણ થકી, કે ખરચ્યાથી દામ;
શ્રવણે સેવ્યા માવિતર, નિશ્ચળ રાખ્યું નામ. ૧
રૂપ રંગ કાળા ટળે, સુજશ સદા રહી જાય;
ઘડતરને જડતર ટળે, સોનું રહે સદાય. ૨
સૌ ઇચ્છે છે સુજશને, અપજશ ઇચ્છા નોય;
ચ્હાય કંકુ ચાંડલો, કાજલનો નહિ કોય. ૩
ધન્ય જન્મ જો જીવતાં, કીર્તિ સુણે નિજ કાન;
સાંભળવા નથી આવવું, મુઆ પછીનું માન. ૪

## किंमत विषे.

જળનું નિર્જળ દેશમાં; ઉપજે અગણિત મૂલ્ય;
ગંગા તટ જે જન વસે, તેને જળ તૃણ તુલ્ય. ૧
અછતે પડે અગત્ય તો, તે વસ્તુ મહા મૂલ્ય;
નિર્જળ થળ પ્રાણાંત તક, નીર લાખ ધન તુલ્ય. ૨
સૌ ખપ તે સસ્તુ છે, તે પ્રભુ કૃપા અતુલ્ય;
પંડીત પાણી ને પવન, છે નિર્ધન નિર્મૂલ્ય. ૩
સાત વેંતના સર્વ જણ, કિંમત અક્કલ તુલ્ય;
સરખા કાગળ હુંડીના, આંક પ્રમાણે મૂલ્ય. ૪
વસ્તુ પરાઈ ઘાસતાં, દીસે કોણ દીલગીર;
ધોબણનાં બાળોતિયાં, જે રાણીનાં ચીર. ૫
સોઘું મોઘું શીદ ગણે, પરધન જ્યાં વપરાય;
તેલ ગોળ ઘર પારકે, જોડા ઘોડા ખાય. ૬
અમૂલ્ય પણ નિર્મૂલ્ય છે, જેની બહુ છત હોય;
નદી કિનારે નીરનું, મૂલ્ય ન આપે કોય. ૭
માલ જેહમાં જેટલો, અંતે સર્વ જણાય;
હીરાને જન જંગલી, કંકર કહે શું થાય. ૮
કિંમત ઘટે નહિ વસ્તુની, ભાસે પરિક્ષ ભૂલ;
જેને જેવું પારખું, કરે મણીનું મૂલ. ૯

તેવો માલ મળે તને, જેવું ધન ખર્ચીશ;
હજારનું મોતી મળે, પૈસાના પચવીશ. ૧૦
જેને જેનું કામ નહિ, તે નહિ ખરચે દામ;
જો હાથી સસ્તો મળે, ગરીબને શું કામ. ૧૧
જેનો જ્યાં ગ્રાહક મળે, તો ત્યાં ઉપજે મૂલ્ય;
હીરો પણ ગ્રાહક વિના, રખડે કિંકર તુલ્ય. ૧૨

## ક્રોધ વિષે.

દીશ ન સૂઝે રીશમાં, નહિ સૂઝે દિન નીશ;
ડર વિસરે જગદીશનો, ચડે હૃદયમાં રીશ. ૧
ક્રુર સ્વાભાવિકનું કદી, મોત કમોતે થાય;
વાઘ અજાડીમાં પડ્યો, કોણ કાઢવા જાય. ૨
ખળ સંગે સજ્જન તણું, ફરે સ્વાભાવિક અંગ;
પાણી પણ ઉનું બને, પડતાં તાપ પ્રસંગ. ૩
જથાર્થ ઘાટ જણાય તો, રૂઠે ન ધરશો રોષ;
વક્રપણું નિજ વદનમાં, દર્પણનો શો દોષ. ૪
જો આવે મન આંબળો, સાલસ જુલ્મી જણાય;
રૂ જેવું પોચું નથી, વળથી ફાંસી થાય. ૫
પ્રતાપ પામી જે તપ્યો, વિનયે શાંતિ ધરે ન;
ચઢતે દિન પથ્થર તપ્યા, નમતે તરત ઠરે ન. ૬
મગજ જેહનું પવન વશ, તેનો શો વિશ્વાસ;
પવન કદી વૃષ્ટિ કરે, કદિ વૃષ્ટિનો નાશ. ૭
ગંભિર મન આકાશમાં, પવન કહે જો કોય;
જેમ જુઓ ઊંચે સ્થળે, પવન પાતળો હોય. ૮
ચડે જે સમે જોસમાં, તે શું ન કરીયે તાણ;
શિખ દેતાં શેઠાણીને, મેનાના ગત પ્રાણ. ૯
યોગ્ય રીતે ઉપયોગથી, દુર્ગુણ પણ વખણાય;
કરીયે ક્રોધ અસત્ય પર, તો તે ગુણ કહેવાય. ૧૦
છેક તિવ્રતા જે તજે, નરમાં તે ન ગણાય;
શશિ શીતળ શાણા તણા, વદન તુલ્ય વખણાય. ૧૧

નરમ ગરમ મળીને નિભે, નિભે ન સરખાં બેય;
રહે રાખમાં દેવતા, દારૂમાં ન રહેય. ૧૨
ક્રોધ ચડેલા ક્રોધિને, દીજે નહિ ઉપદેશ;
તેલ તપે જળ છાંટતાં, સળગી ઉઠે અશેષ. ૧૩
સદૈવ શીતળ રાખીયે, ક્રોધી જનને કેમ;
ફાસફરસને સાચવી, જળમાં રાખે જેમ. ૧૪
ભણેલ ક્રોધી હોય તો, વ્યાંઇ નહિ પોસાય;
ક્રોધી મણિધરને કહો, ઘરમાં કેમ રખાય. ૧૫
જ્યારે જન ક્રોધે તપે, ત્યારે કીંમત થાય;
પીતળ કનક તપાવતાં, જૂદી જાત જણાય. ૧૬
જન જ્યારે ક્રોધે તપે, ગુણ ત્યારે પરખાય;
જેમ લીંબુના અક્ષરો, તપાવતાં વંચાય. ૧૭

## जुलम विषे.

જોરાવરના જુલમનો, કોણ કરે દરીયાફ;
વાઘે માર્યું માનવી, એનો શો ઇન્સાફ. ૧
રાય કરે અન્યાય તો, તો કેને કહેવાય;
સૂર્ય તપે નિધિ હદ તજે, એનો નહિ ઉપાય. ૨
ન્યાય નિયમ સૌ ગરીબને, સમર્થને સૌ માફ;
વૃષ્ટી વિશ્વ પ્રલય કરે, એનો શો ઇન્સાફ, ૩
જેમ તેમ મન વાળવું, જ્યાં નવ ચાલે શસ્ત્ર;
મે લુંટારાને દમ્યા, ફેંકી રસ્તે વસ્ત્ર. ૪
જોરાવરના જુલમમાં, ઉર ગણીએ ઉપકાર;
સૂર્ય તપે તો સમજીયે, પડશે મેઘ અપાર. ૫
સાલસ પર શૂરા સઉ, જુલ્મી આગળ રાંક;
અજા ઉપર શુરો વરૂ, સિંહ સમીપે રાંક. ૬
નિર્બળ પર શૂરા સઉ, સબળ ઉપર નહિ ટાંક;
મની મુશકપર શૂરી પણ, શ્વાન સમીપે રાંક. ૭
જૂલ્મી જૂલમ કરે ઘણો, સૂઝે ન કાંઈ ઉપાય;
કરીયે કાગારોળ તો, કવચિત્ ફાયદો થાય. ૮

જો અટકાવે જુલમ તો, જુલમી દેસે ત્રાસ;
કપાસ ટાળે ટાઢને, બાળે ટાઢ કપાસ. ૯

## જૂઠ વિષે.

જૂઠા બોલાનું જુઓ, બધું જુઠમાં જાય;
વીંછી કરડે ભાંડને, સાચે જૂઠ મનાય. ૧
સર્વ કહે તેવું કહો, તેમાં નહિ જુઠાઈ;
તળાઇ નહિ ઘી તેલમાં, તેને કહે તળાઈ. ૨
સાચી સદા ન માનીએ, સુણીયે તે સૌ વાત;
છે જોડેલી કહાણીઓ, વિશ્વ વિષે વિખ્યાત. ૩

## જેનું કામ જે કરે તે વિષે.

બાણુ ઘડે ઘડનાર પણુ, બાણુવળીનું બાણુ;
લહિયો તો જાણે લખી, પંડિત પઢે પુરાણુ. ૧
જેનું કારજ જે કરે, કદી બીજે ન કરાય;
દીપક પ્રગટે કોડ દશ, રવિ વિણુ રાત ન જાય. ૨
જે ભેદુ જે સ્થળ તણો, ત્યાં તે જલ્દી જાય;
મત્સ મહાસાગર ભમે, ગજ તો ગોથાં ખાય. ૩
જે કામે જેણે સુજ્યો. તેણે તેજ કરાય;
કરવત થકી કપાય ને, સારડીએ વિંધાય. ૪
જેનો જે અભ્યાસ છે, તેણે તેજ કરાય;
નટની પેરે દોર પર, ચતુર નરે ન ચઢાય. ૫
જેને જે કૃત્ય આવડે, તેનાથી તે થાય;
સુઘરી જે માળો રચે, મનુષ્યથી ન રચાય. ૬
જે છે કામ ગરીબનું; શ્રીમંતે ન કરાય;
સોનાની નૌકા થકી, નીર ઉપર ન તરાય. ૭

## જોર વિષે.

તનબળ મનબળ બુદ્ધિબળ, સર્વ ન એકજ સાથ;
પ્ર.ખે. છે જે પ્રાણીને, તો તેને નહિ હાથ. ૧

વગર બુદ્ધિએ જોરથી, થતું હોત જો કાજ;
વાઘ વરૂ ને વાંદરાં, કરત જગતમાં રાજ. ૨
જે નિજ બળ જાણે નહિ, વરતે પર આધિન;
હાથી આજ્ઞાએ રહે, માવત આગળ દીન. ૩
પોતામાં પોતાપણું, હોય તો જ સૌ સ્હેલ;
હોય તોજ દીવો બળે, દીવામાં દીવેલ. ૪
મળે ખરો ઉસ્તાદ ત્યાં, કઠણ રહી ન શકાય;
હીરો હઠે ન લોહથી, પણ દવમાં બળી જાય. ૫
હિકમત ધરે હજાર પણ, ગજા પ્રમાણે થાય;
નખ છેદાય નરેણીયે, કંઠ કદી ન કપાય. ૬
જ્યાં જેનો જથ્થો વસે, તે સ્થળ તે બળવાન;
બજારમાં બળ શાહનું, રાનીનું બળ રાન. ૭

## દુર્ગુણ વિષે.

ઉગતો અવગુણ ટાળીયે, તેજ ટાળવા જોગ;
વળે નહિ વ્યાપી ગયો, રગ રગમાં જે રોગ. ૧
જાય નદી જળ પૂર પણ, જળાકાર રહી જાય;
જાય જુવાની જન તણી, દુર્લક્ષણ દેખાય. ૨
નિજ દુર્ગુણ દેખાય નહિ, પર દુર્ગુણ દેખાય;
નિજ વાંસો દેખાય નહિ, પર વાંસો પેખાય. ૩
અલ્પ ચિન્હ ઉપર થકી, સમજી લૈયે સાર;
લખતાં ઉત્તર જાણીયે, મીંડુ વળે નકાર. ૪
જો દિલ મધ્યે દુષ્ટતા, તો દુર્ગુણ દેખાય;
લસણ પડેલું પેટમાં, શ્વાસ વાસ ગંધાય. ૫
સદ્ગુણ શી રીતે રહે, અવગુણ જ્યાં અનેક;
જો ચારણીમાં જળ ભરે, છાંટો ન રહે છેક. ૬
કરે અકર્મ જુવાનીમાં, વૃદ્ધપણે પસ્તાય;
જેમ કેફ ઉતર્યા પછી, સમજે તે શરમાય. ૭

# दुर्जन विषे.

દુર્જન મુખમાં દુર્વચન, સજ્જન મુખ મીઠાસ;
હોય સુગંધી બાગમાં, ગંધાતો સંડાસ. ૧

ઉઘાડવો સંડાસ તો, ઢાંકો નાક નિદાન;
જો છંછેડો નીચને, કરો બંધ નિજ કાન. ૨

ખળને મન સમ વિષમ નહી, ગુણી અવગુણી સમાન;
સારો નરસો નવ જુએ, ભસે સર્વને શ્વાન. ૩

દ્વેષ તજે નહિ દુષ્ટ જન, દેતાં જીવતદાન;
થાય જવાસા ઘન થયે, બળીને ભસ્મ સમાન. ૪

દુર્જન દાઝીને મરે, સજ્જન કીર્તિ સુણી સ્વચ્છ;
પવન સુંગધી સ્પર્શતાં, મરે તરફડી મચ્છ. ૫

દિલમાં દાઝે દુર્ગુણી, પરોક્ષ કરતાં બોધ;
ચોરતણી નિંદા કર્યે, કોળી કરે વિરોધ. ૬

સત્યપણું સાબીત થયે, દ્વેષી ન તજે દ્વેષ;
પ્રતિવાદી સાચો ઠરે, વાદી વેર વિશેષ. ૭

પાપીજન પશુ જાતિની, સરખી રીત સદાય;
ડર દેખી પાછો હઠે, સાલસ પર સજ્જ થાય. ૮

જ્યાં જ્યાં જૈને જન વસે, ત્યાં ત્યાં ભયનો આભાસ;
ખળ જનથી ઠરી પુર તજે, વનમાં વનચર ત્રાસ. ૯

દુઃખ પોકારે દુષ્ટને, દયા ન ઉપજે દીલ;
વાઘ અજા પોકાર સુણી, ધરે ન ઘડીએ ઢીલ. ૧૦

દુષ્ટ તજે નહિ દુષ્ટતા, કદી કરીયે સત્કાર;
નિત્ય દુધ પાઓ નાગને, પણ કરડે કોવાર; ૧૧

દુર્જનને ગુણ દીજીયે, કરે આપ અપકાર.
પ્રથમ હણે દેનારને, મર્કટ કર તરવાર. ૧૨

દુર્જનને ગુણ દીજીયે, ઉલટો દુશ્મન થાય;
વાઘ પુરેલો પાંજરે, કાઢનારને ખાય. ૧૩

ચિતમાં ચાહો તેટલી, તમે કરો તદબીર;
કથીર કદી ન કનક બને, કનક ન થાય કથીર. ૧૪
દુષ્ટ ન દુષ્ટપણું તજે, કરીને તિર્થં સ્નાન;
ઝેર ઝબોળ્યું દુધમાં, ઝેરજ રહે નિદાન. ૧૫
સજ્જન સમ ગણિ સેવતાં, દુર્જન સુજન ન થાય;
એરંડે રસ નવ ચડે, શેલડી સંગ સિંચાય. ૧૬
બાથ ભરી ભેટયા થકી, કરીયે નહિ વિશ્વાસ;
ફોફલને લૈ બાથમાં, સૂડી કરે વિનાશ. ૧૭
ક્રુરથી રહિયે ચેતતા, જો કદિ વસીયે સંગ;
કદીક સૂડી આપણી, આપણું કાપે અંગ. ૧૮
સદ્‌ગુણથી સજ્જન દીસે, ભણ્યાતણો નહિ ભેદ;
ભણ્યો તોય રાક્ષસ રહ્યો, રાવણ ચારે વેદ. ૧૯
નિર્લજ નર લાજે નહિ, કરે કોટિ ધિક્કાર;
નાક કપાયું તો કહે, અંગે ઓછો ભાર. ૨૦
નિર્લજ જો લજ્જા ધરે, સરે ન સ્વારથ કામ;
જો વેશ્યા શરમાય તો, પેખે નહી કદી દામ. ૨૧
નિર્લજ નિર્લજતા કરી, ઉત્સાહ ધરે અપાર;
ભાંડ અધિક ભુંડું ભણી, જાણે હું હોંશીયાર. ૨૨
શઠને તો શિક્ષા વિના, કદી ન આવે સાન;
કહીયે પશુને કરગરી, તો ન તજે તોફાન. ૨૩
ગુણીજનમાં અવગુણ કહે, તે અવગુણી પ્રમાણ;
કડવી સાકરને કહે, જન તે રોગી જાણ. ૨૪
દુર્જન સજ્જનતા ધરે, તો તન મન મળી જાય;
ગંગામાં મળી ગટરનું, જળ ગંગાજળ થાય. ૨૫
સુણતાં કીર્તિ સુજનની, દુર્જન દિલ અકળાય;
સૌ મન રીઝે મેહથી, બળી જવાસા જાય. ૨૬
દુર્જન કૃત નિંદા થકી, મટે ન સજ્જન માન;
નીંદે ઘુડ દિનેશને, પણ જશ ગાય જહાન. ૨૭

દેયે આશ્રય દુષ્ટને, પણ તે શોધે લાગ;
પય પાઈ પાળેલ પણ, કરડે કાળો નાગ. ૨૮

અધર્મી આગળ અધ ઘડી, બેઠે થાય બગાડ;
પ્રાણીને મીણો ચડે, સ્પર્શે ઝેરી ઝાડ. ૨૯

સુખ શી રીતે પામીયે, સજી દુષ્ટનો સંગ;
બાવળ પાસે બેસીયે, વાગે કાંટા અંગ. ૩૦

જનમાં શોભા પામવા, કંઇક કરે છે ધર્મ;
જાત્રાએ જઇ દુર્જન, કરે અનેક કુકર્મ. ૩૧

નગણાને ગુણ કીજીયે, જાય નકામો છેક;
ખાર ભુમીમાં વાવીયે, ઉગે નહી કણ એક. ૩૨

તજીયે દેખી દુર્ગુણી, ફરી ન કરીયે સંગ;
સર્પ તજે જે કાંચળી, ફરી ધરે નહી અંગ. ૩૩

દે શીખામણ દુષ્ટને, તેને ઉપજે ત્રાસ;
સુબોધ કરતાં સીંહને, સુઘરી પામી નાશ. ૩૪

ન ગણે પર પોતા તણું, દુર્જન દેતાં ત્રાસ;
કાપે સિંચે લીંમડો પણ આપે કડવાશ. ૩૫

## दुःख विषे.

દુઃખ દેવું પણ દેવનું, દયા ભરેલું કામ;
મહા દયાથી રોગીને, દેછે વૈદ્ય ડામ. ૧

મોટી વેઠે આપદા, તેનો જશ ઉચરાય;
નળ પાંડવ ને રામની, વાતો બહુ વંચાય. ૨

સંકટની શંકા ધરે, તેથી ન કાંઇ કરાય;
શીખે તરવા શી રીતે, જો જળમાં નહિ જાય. ૩

સુખ પાછળ દુઃખ દેખીયે, દુઃખ પાછળ સુખ હોય;
દિવસ ગયે રાત્રી પડે, રાત્રિ પછી દિન જોય. ૪

કષ્ટ સહન કીધા વિના, પદ ઊંચુ ન પમાય;
પારો તાપ અધિક સહે, ઊંચો એમ જણાય. ૫

હરકત કશી ન હોત તો, શોભત નહિ સંસાર;
કશી ફિકર નહિ હોત તો, બાંધત શીદ ઘરબાર. ૬
સુખ દુઃખી હરખે રૂવે, મૂઆ પછી પસ્તાય;
સ્વપ્નામાં કુટે હસે, જાગૃત થઇ શરમાય. ૭
સજ્જન પણ સંકટ સમે, રસ્તો તજી પળાય;
ચોમાસે કીચડ થયે, જગત ઉમારગ જાય. ૮
અલ્પ દિવસ આનંદના, રહે ઘણા દિન રોળ;
દહાડા પાંચ દિવાળીના, શ્રાધ પક્ષના સોળ. ૯
દુઃખ વેઠે સમજણ પડે, સમજાવે ન જણાય;
બાળક ડરે દીવા થકી, જ્યારે દીવે દઝાય. ૧૦
કોમળ અંતર પર દુઃખો, દેખી થાય દિલગીર;
અવયવને દુઃખ ઉપજે, આંખે આવે નીર. ૧૧
બહુ ઋણીયાને ઋણ નહિ, બહુ દુઃખીને દુઃખ નોય;
ભાર કશો પાશેરનો, હજાર મણ જ્યાં હોય. ૧૨
એક તરફનું સુખ મળે, એક તરફનું જાય;
રથ બેસી ચૌટા તણી, ચીજો નહી જોવાય. ૧૩
સુખ ભોગવવામાં વસે, દુઃખ અને ઉપહાસ;
ઘ્યાદાને પડવા તણો, તલભર ન મળે ત્રાસ. ૧૪
દુઃખ પામે નિજ ભૂલથી, કાઢે કેનો દોષ;
દાઝે ઉનું ખાઇને, કરે કોણપર રોષ. ૧૫
જેને સહન થયું સદા, દુઃખ તેને ન લગાર;
ગંધ ગળીના કુંડની, ચીડે નહી ચમાર. ૧૬
મુખથી દુઃખ બીજું કહે, મનમાં બીજું હોય;
પીડા તો નિજ પેટની, કુટે માથું કોય. ૧૭
વિઘ્ન પડતા જઈ વસે, પરાક્રમી પરદેશ;
ધર્મ ચલાવ્યો ચીન જઇ, બૌધે બહુ વિશેષ. ૧૮
માત પિતા તે શું કરે, જો સુખ સર્જ્યું નોય;
આપે જન્મ જહુની પણ, કર્મ ન આપે કોય. ૧૯

દુઃખ પડે ગભરાય બહુ, પણ પછી વિસરી જાય;
વિધવા સુત પરણાવતાં, મંગલ ગીતો ગાય. ૨૦
અતિ જેને આવી પડે, તે ન ગણે દુઃખ સુખ;
અતિ ઋણીયાને ઋણ નહિ, અતિ દુઃખીને નહિ દુઃખ. ૨૧
દુઃખમાં ધીરજ ધારીયે, ગભરાયે શું થાય;
ધીરજથી નળરાયને, સૂઝયો સરસ ઉપાય. ૨૨

## समजण विषे.

તુલસી પરઘર જાય કે, ન અપનો દુઃખ કહે રોય;
ન અપના ભરમ ગુમાવીએ, જો હોણી હોય સો હોય. ૧
તુલસી આ સંસારમાં, ભાતભાતકા લોક;
સબસે હીલમીલ રહીએ, નદી નાવ સંજોગ. ૨
જેસે જવરકે જોરસે, ભોજનકી રૂચી જાય;
તેસે કુકર્મ કે ઉદય, ધરમ વચન ન સોહાય. ૩
લગે ભુખ જવરકે ગયે, રૂચીશું લેવે આહાર;
અશુભ હિન શુભકી ઉદય, જાને ધરમ બીચાર. ૪
બહોત ગઇ થોડી રહી, થોડામાં ઘટ જાય;
ઇશ થોડાકે કારણે, મતી ચુકાવે તાન. ૫
મીલી ન માયા મરી ન મમતા, મર મર ગયે શરીર;
આશા તૃષ્ણા ના મરી, કહે ગયે દાસ કબીર. ૬
સેહેજ દીયા સો દુધ બરાબર, મંગ લીયા સો પાણી;
ખેંચ લીયા સો રગત બરાબર, એહી કબીરા બાની. ૭
ચિન્તાસે ચતુરાઇ ઘટે, દુઃખસે ઘટે શરીર;
પાપસે ઘટે લક્ષ્મી, કહે ગયે દાસ કબીર. ૮
કાગા કીસકા ધન હરે, કોયલ કીસકું દેત;
એક જીભકે કારણે, જગ અપનો કર લેત. ૯
અગન પલીતા રાજ દંડ, ચોર મુશ લે જાય;
ઇતના દંડ દુનિયા સહે, ધર્મ સહો નહિ જાય. ૧૦
તરવર સરવર સંત જન, ચોથા વરસત મેહ;
પરમારથકે કારને, ચારે ધરી છે દેહ. ૧૧

ચલતી ચક્કી દેખકે, કબીરા બેઠા રોય;
દોનું પડકે બીચમેં, સાબુત રહ્યા ન કોય. ૧૨
ચક્કી ચલે તો ચલને દીજીયે, પડે સો મેંદા હોય;
ખીલા સાથે લગ રહો, વાળ ન વાંકો હોય. ૧૩
જીનકી જીતની બુદ્ધિ હે, તિનકો દેત બતાય;
તાકો બુરો ન માનીએ, જ્હોત કહાંસે લાય. ૧૪
તુઝે બીરાની કયા પડી, તું અપની નીવેડ;
તેરી ઝાઝ દરીયા વચે, ડુબે નહી તો ખેડ. ૧૫
દાતા દાતા ચલ ગયે, રહે ગયે મખીચુસ;
દાન માન સમજે નહી, લડનેકું મજબુત. ૧૬
સમ્યગ્‌દૃષ્ટિ જીવડા, કરે કુટુંબ પ્રતિપાળ;
અંતર ગઢસે ન્યારો રહે, જયું ધાઈ ખેલાવે બાળ. ૧૭

## देशाटन करवा विषे.

વિદેશમાં વિચર્યા વિના, પેટ ન પૂર્ણ ભરાય;
પશુઓ પણ પરભાતથી, જંગલ ચરવા જાય. ૧
ઘેર રહે લક્ષ્મિ ઘણી, હોશે કેમ હમેશ;
રાજા રાજ્ય વધારવા, વિચરે દૂર વિદેશ. ૨
વિદેશમાં વિચર્યા વિના, મળે ન મોટું માન;
સમુદ્રમાં વખણાત શું, છીપ તણાં સંતાન. ૩
સાગર પંથ વેપારથી, મળે બહુ ધન માલ;
લક્ષ્મિ માટે નિધિ મથ્યો, એહ અસલનો ચાલ. ૪
પુરૂષ ફરે પરદેશ તો, તો શ્રમ વ્યર્થ ન જાય;
પથરા પણ પરદેશ જઈ, મુલ્યવાન કહેવાય. ૫
કદી પ્રવાસ કરે નહી, હોય આળસુ રાય;
જંગલમાંનું ઝાડવું, ઉગે ત્યાંજ સુકાય. ૬
પ્રવાસથી તન મન ખીલે, પૂરણ પેટ ભરાય;
પ્રભાત ઉડી પક્ષી પણ, ચારો ચરવા જાય. ૭

# धीमे धीमे करवा विषे.

ઝટ ફેરવી શકાય નહી, સદા ચાલતો રાહ;
ઢાળે ફેરવતાં ફરે, પાણી તણો પ્રવાહ. ૧
કેક કામ વખતે બને, ઉતાવળે નવ થાય;
રત વિણ ફળ લાગે નહી, કરતાં કોટી ઉપાય. ૨
જે કારજ રસ્તે પડે, પછી એમાં શ્રમ અલ્પ.
જો પૈડાં ફેરે ચડે, ઘોડાને શ્રમ સ્વલ્પ. ૩
ઝડપ થાય ઘડી અધ ઘડી, કામ તેમ ન ગણાય;
ઘડી અધ ઘડી દોડાય પણ, દિનભર નહિ દોડાય. ૪
કામ અજાણ્યું કારમું, કરવા ન ધરો અંત;
પ્રથમજ છેલ્લે પગથિયે, પગ કદિ નહિ પરઠાય;
એક એક ઉલંઘતા, ચડિયે તેમ ચડાય. ૬
સાહસ કારજ જે કરે, તેની નિંદા થાય;
પણ જો આવે ફાવતું, તો વિશેષ વખણાય. ૭
સિદ્ધિ ન પામે સમય વિણ, કેક કામ કરનાર;
રસાળ ન ફળે રત વિના, રોતાં રાજકુમાર. ૮
કેક કામ કરનારનો, પછી જશ વધે અપાર;
દેખે નહિ ફળ દ્રષ્ટિયે, રાયણ રોપણહાર. ૯
અપકવ ફળનાં બીજને, વાવે ફળ નહિ થાય;
બીજ બિચારૂં બગડશે, મિથ્યા મહેનત જાય. ૧૦
ઉત્તમ રચના એકદમ, સૃષ્ટિ વિરૂદ્ધની વાત;
જળચર પછી તરૂ પછી પશુ, પછી રચી જન જાત. ૧૧
અણઘડ થઇ પછી સુધરે, પછી બગડતું જાય;
જનમે બાળ જુવાન થઈ, પછી શિથિલતા થાય. ૧૨
વણ રસ્તે જન વિચરતાં, પાછો પડે સદાય;
દડો જેટલા જોરથી, અથડાયો હઠી જાય. ૧૩
કેક કામ અભ્યાસનાં, પણ નહિ બુદ્ધિ પ્રકાશ;
નટડી નાચે દોર પર, અક્કલ નહિ અભ્યાસ. ૧૪

કળથી કારજ નીપજે, બળથી તે ન કરાય;
આગગાડી દિન એકમાં, જુઓ દૂર બહુ જાય. ૧૫
અપજશ પણ શુભ કામનો, અપજશ નહિ ઉજાસ;
અક્ષરમાં સૌ શુભ ગણે, કાજળની કાળાશ. ૧૬
પ્રતિપક્ષીને પણ ગમે, ભલો શિરસ્તો ભાળી;
પરધર્મી પ્રીતે કરે, હિંદુ તણી દીવાળી. ૧૭
નિરખે ફરિ ફરિ નિજ કૃતિ, આપે ગણી અનૂપ;
સુત નિજ જાણ્યો સિંધિયે, રાજકુંવર અનુરૂપ. ૧૮
તેને કામ ન સોંપીએ, જે દીલગીર જણાય;
આંખે પાટો બાંધીએ, જો તે દુખણી થાય. ૧૯
વગર વિચાર્યું કામ કરી, ધન મેળવવા ધાય;
તે ગમારની ગાંઠનું, ગોપીચંદન જાય. ૨૦
તરત કશું નવ આવડે, અભ્યાસે સઉ થાય;
લખતાં લહિયો નિપજે, પ્રથમ શુદ્ધ ન લખાય. ૨૧
ધીમે ધીમે જે બને, તરત બને નહિ તેમ;
કુવા કિનારે દોરના, પડે ઘસારા જેમ. ૨૨

## निंदा विषे.

નરસા જનમાં જે રહે, સદ્ગુણ પણ નિંદાય;
ગાન કળા ગણિકા શીખી, તે શુભ સ્ત્રીયે ન ગાય. ૧
અવગુણ ગુણ કવિજન લખે, જગમાં તે રહી જાય;
રાવણની નિંદા રહી, રામરાજ્ય વખણાય. ૨
નિંદા તેની નવ ગમે, જેમા જેને સ્વાદ;
નિંદા કીધે વ્યસનની, વ્યસ્ની ધરે વિષાદ. ૩
રાજકાજ કરનારનાં, વખાણ નિંદા થાય;
જાનૈયા ગોરવ જમે, તે ગાળો પણ ખાય. ૪

## નિર્બળ વિષે

ન્હાના પણ ઝાઝા તણા, આશ્રયથી સુખ સહેલ;
ન્હાનાં બહુ નેવા મળી, ઢાંકે મોટો મહેલ. ૧
ઘણા ગરીબની મદદથી, જબર શત્રુ જીતાય;
રામે રાંવણને હણ્યો, લઇ વાંદરાં સહાય. ૨
હુંકારા નિર્ધન સહે, સહે નહી ધનવાન;
થયા રાય રણછોડજી, ગાય ચારતો કાન. ૩
બળીયાથી સહુકો બીહે, નિર્બળને જ નડાય;
વાઘ તણો માગે નહિ, ભોગ ભવાની માય. ૪
નિર્બળ જન નિંદા કરી, કાઢે મનનો રોષ;
પામે રાંડીરાંડ મન, શ્રાપ દઈ સંતોષ. ૫
જે જન જેનો થઈ રહે, તેની લાજ ગણાય;
ડાઘ પડે જો લુગડે, પહેરનાર શરમાય. ૬
કોણ વડાની વાતમાં, સુણે ગરીબનો સાદ;
ભુંગળ ભેર અવાજમાં, કયાં તૂતીનો નાદ. ૭
કહો શ્રેષ્ઠ શા કામનો, જેથી ન સરે અર્થ;
નાનો પણ નિશિ પતિ ભલો, શનિ શ્રેષ્ટ પણ વ્યર્થ. ૮
નબળાથીજ બની શકે, એવા કેંક ઉપાય;
ખડગે શીર છેદાય પણ, કાંટો નહિ કઢાય. ૯
સો નિર્બળ શા કામના, એક ન જીત્યો જાય;
સર્પ સાથે સો પગ છતાં, ખજુરે નહી ચલાય. ૧૦
જાણ્યું અણજાણ્યું કરે, નિર્બળ જન અપમાન;
સપડાયો સસલો કરે, આંખો આડા કાન. ૧૧

## પૈસા વિષે.

કોટીધ્વજ તો શહેરમાં, નહી ગામકે કોય;
મગર મહાસાગર વિષે, તળાવમાં નવ હોય.
ત્રાસ ઘણો ધનવંતને, નિર્ધનને નહિ ત્રાસ;
સાગરનું મથન થયું, રત્ન હતાં જો પાસ. ૨

કરીયે જઇ નિવાસ જ્યાં, પૈસાની પેદાશ;
જંગલમાં મંગળ કરે, પૈસા જેની પાસ. ૩
પૈસે શું નહિ પામીયે, જુઓ જગત મોઝાર;
લોચન વિણુ ગટુલાલજી, પણુ પરણ્યા બેવાર. ૪
સર્વ નડે શ્રીમંતને, નિર્ધનને નહી કોય;
આંબાને પથરા હણે, જો ફળ તેમાં હોય. ૫
ગણે ન કોઇ ગરીબને, ધનપતિ ને સૌ ધાય;
છીંક ખાય જો ધનપતિ, ખમા ખમા કહેવાય. ૬
જેની પાસે ધન નહી, તેને શેનો ત્રાસ;
જોગી બાંધીને મઢી, વનમાં કરે નિવાસ. ૭
દેવ તણું દૈવત ઘટે, જો ધન રાખે પાસ;
જુઓ જવાહીરથી થયો, સોમનાથનો નાશ. ૮
સર્વે જન શ્રીમંતની, આગળ અલ્પ જણાય;
હાથીનાં પગલાં વિષે, પગલાં સર્વ સમાય. ૯
પૈસાનો વળી પદ્મીનો, વિશેષ શ્યો વિશ્વાસ;
રાવણુ કેરી રિદ્ધિ પણુ, પળમાં પામી નાશ. ૧૦

## मुर्ख विषे.

બુદ્ધિ વગરનું માનવી, સમજો પશુ સમાન;
વાનરને પણુ છે જુઓ, હાથ પાય મુખ કાન. ૧
મુરખ ન ચહે સ્વર્ગ સુખ, ખાનપાન ગુલતાન;
સીસુ શું કરે સુવર્ણને, ભક્ષ કર્યાનું ભાન. ૨
મોટા સાથે માન લૈ, ગુણુહિણુ નહિ વખણાય;
હરી સાથે પુજાય પણુ, મુર્ખ જ શંખ ગણાય. ૩
વસે ઘેર જઈ બેનને, ગણુાય અવગુણુ ગુઢ;
લક્ષ્મિ વરને કર વશી, શંખ મનાયો મુઢ. ૪
અણુસમજુ ને આખલો, સમજો ગુણુ સમાન;
સમજાવ્યા સમજે નહિ, તાડનથી લે સાન. ૫

મુર્ખ વિચારે મુજ વિના, કશું ન સુધરે કામ;
જાય બળદથી બારગણી, આગગાડી પરગામ. ૬
ગોષ્ટી કરવી નવ ગમે, બુદ્ધને મુરખ સાથ;
કદી કાગળ બોલે નહિ, ચંડી અભણુને હાથ. ૭
ઉપાય છતાં અબુદ્ધ જન, દે ઇશ્વરને દોષ;
છતી છત્રી ઓઢી નહિ, મેહ ઉપર શો રોષ. ૮
તાબુત શું જોશો તમે, મન રાખો મજબુત;
સમજાવ્યું સમજે નહિ, તે પડે તાબુત. ૯
વાત મુર્ખના પેટમાં, છાની રહે ન છેક;
રણુશીંગામાં ફુંક સમ, જાણે જનો અનેક. ૧૦
મુરખ જાણે મુજ વિના, નહી ચાલે વ્યવહાર;
ગયા યુધીષ્ટર રામ નર, પણુ ચાલે સંસાર. ૧૧
શોક ન કરીયે પ્રથમથી, થશે લાભ કે હાણુ;
જગમાં મુરખ જન કરે, મુઆ પ્રથમ મોકાણુ. ૧૨
જેનો કશો ઉપાય નહી, તેનો તે શો શોક;
વાર્યાં નહી હાર્યાં રહે, જગમાં મુરખ લોક. ૧૩
અબુધ ન શોધે અર્થને, રીઝે સુણીને રાગ;
રીઝે છે સ્વર સાંભળી, જેમ હરણુ ને નાગ. ૧૪
કાવ્ય કળાથી શું રીઝે, સમજે નહી જે સાર;
બાળક તો રીઝે સુણી, ઘુઘરાનો ઘમકાર. ૧૫
શી ગણુતી જન મુર્ખની, પંડીત જનની પાસ;
ક્યાં કુંજર કીડી અને, ક્યાં આબુ કૈલાસ. ૧૬
બીજાનું વાંકુ કહે, મુરખ જગ મોઝાર;
ઉંટ ન જાણે આપનાં, વાંકાં અંગ અઢાર. ૧૭
જન્મ્યો ત્યાંજ પડયો રહે, તે મુરખ સરદાર;
વેલો પણુ ઉંચો જવા, ઇચ્છેછે આધાર. ૧૮
નવ સમજે ભાવાર્થને, કરે કાંઇનુ કાંઇ;
ફાનસ સળગાવો કહ્યું, નાંખ્યું ભડકા માંઇ. ૧૯

## मोटा माणस विषे.

મર્યાદે મોટા રહે, ન્હાનાનો ન ઠરાવ;
સમુદ્ર હદ તોડે નહી, તોડે નદી તળાવ. ૧
છોટા જનને આશરે, નભે ન મોટા કોય;
હાથી નાની હોડીયે, તરત ડુબાવે તોય. ૨
મોટાના આશ્રય વડે, કરી શકે સહુ કામ;
પથરા પણ પાણી પરે, તર્યા રામને નામ. ૩
મોટાના આશ્રીત જનો, વગર ઉદ્યમે ખાય;
પવન ખાય વણ પંખવે, જે પર્વતપર જાય. ૪
મોટા જન જેની તરફ, ચડતી તેની થાય;
સૂર્ય તરફનું ચંદ્રનું, ઊંચું શીંગ જણાય. ૫
મોટાને સૌ માર્ગ દે, જુઓ જગતનો ચાલ;
જહાઝ મોટાં જાય છે, મણ અગણીત લૈ માલ. ૬
છોટાને લાંછન ચડે, મોટાને ન લગાર;
પાંચ પતિ પણ દ્રૌપદી, સતી શીરોમણી નાર. ૭
મોટા ચાહે તે કરે, ન ગણે જગ ઉપહાસ;
વર્ષા જગ પાલન કરે, કદી કરે જગ નાશ. ૮
મોટા શીર મોટા તણો, દબાવવાનો દસ્ત;
પીધો સીંધુ અગસ્ત પણ, સૂર્ય તેજમાં અસ્ત. ૯
ઉમદે ઉમદા જન મળી, પામે શોભા પ્રેમ;
શોભે સોબતમાં વસી, હીરા મોતી હેમ. ૧૦
સુખ દુઃખ સર્વ પ્રજા તણું, મોટાને ન જણાય;
કરીયે ઝીણી આંખ તો, દૂર ચીજ દેખાય. ૧૧
મોટાથી છોટા અધીક, ઉપયોગી દેખાય;
અધીક અનાજ કપાસના, છોડ થકી સુખ થાય. ૧૨
મોટાની સંભાળથી, છોટાં કરે નીવાસ;
હળ સાંતી નવ હોય તો, વધે ન અન્ન કપાસ. ૧૩
ગરવા નરને નવ ગમે, ઉપરતણો ઉપચાર;
દીસે દીવાકર દીપતો, સજ્યા વગર શણગાર. ૧૪

એક પુરૂષ ઉમદા થકી, જણાય ઉમદા જાત;
કૌસ્તુભ કેરી કીર્તીથી, પથ્થર થયા પ્રખ્યાત. ૧૫
ગરીબ પાસે ઘર ભલું, સમર્થથી ઘર દૂર;
ચંદ્ર સમીપ છે તે ભલો, ભલો દૂર છે સૂર. ૧૬
અધમ તોય અધીકાર પર, શોભે પામે માન;
વાળ મૂછથી જે પડ્યો, રખડે રાનોરાન. ૧૭
ઉમદાને સાદાપણું, હૈયે ગમે હમેશ;
કનક કોષ દઇ દાસને, ધરે ભભૂત મહેશ. ૧૮
જન્મી મોટે ઘેર તે; મોટે ઘર પોસાય;
સરીતા હીમાચળ સુતા, સાગરમાં જ સમાય. ૧૯
મોટા રીઝે તો ગણે, વસ્તુ અલ્પ અમુલ્ય,
ઉમાનાથ ઉત્તમ ગણે, ધંતુરાનાં ફુલ. ૨૦
મોટાતણી લડાઈમાં, છોટા જણ છુંદાય;
પાડે પાડા જ્યાં લડે, ઝાડ તણો ક્ષય થાય. ૨૧
ઉત્તમ જન હલકા પડે, તોય ઉંચ તે ઉંચ;
છેક ન છોટા જાણવા, ભાખ્યું તોય ભરૂચ. ૨૨
ફેરો એક સમર્થનો, અસમર્થના અનેક;
સો ફેરા ઘંટી તણા, અને ઘંટનો એક. ૨૩
સંકટ પર અર્થે સહી, વડું મનુષ્ય હરખાય;
તળાય ને વિંધાય તો, વડું વિશેષ પુલાય. ૨૪
કોઇ ન કહે સમર્થને, સજે ગમે તે સ્વાંગ;
શંભુ સભામાં સંચરે, ધરી ઉમા અર્ધાંગ. ૨૫
મોટાને કહેવાય નહિ, નાનાને કહેવાય;
સાસુંમાં સો વાંક પણ, વહુનો વાંક કઢાય. ૨૬
અબળ સબળ સર્વેતણો, મોટા કરે નીભાવ;
તારે બકરી ઊંટને, જેમ સમુદ્રે નાવ. ૨૭
મોટાને સૌ ઓળખે, નાનાનું શું કામ;
સૌ જાણે શશી સૂર્યને, નહી તારાનું નામ. ૨૮

## વ્હેમ વિષે.

માન્યાથી જો માનતા, દેહ દરદ દૂર જાય;
તો સઘળા શ્રીમંતને, દેહ દરદ નવ થાય. ૧
એકી બેકી ઉપરે, ભાખે ભવિષ્ય વાણુ;
એજ પ્રકારે આશરે, જ્યોતીષનું ફળ જાણુ. ૨
મૂર્ખ જોશીનો પણ કદી, સાચો શબ્દ પડેય;
જીભ સર્પની કેટલી, બકરી બોલી બેંચ. ૩
જ્યોતીષથી જો જોશીયો, ભવીષ્ય જાણે કોય;
તો જોશીની પુત્રીને, રંડાપો નવ હોય. ૪
મૂઠ ચોટના મંત્રથી, માણસ મારી સકાત;
પગાર સઘળા સૈન્યનો, મંત્ર શાસ્ત્રીયો ખાત. ૫
જોગાજોગ વિષે જુઓ, ખોલી હૃદય અરવિંદ;
વૈધૃતમાં વિકટોરીયા, બની કૈસરેહીંદ. ૬
તપાશીને જોયા વીના, ન કરો નક્કી ઠરાવ;
ભૂત કહે ભોળા જનો, દેખી નવો દેખાવ. ૭
કળી શકાય ન જે કળા, મુરખ માને મંત્ર;
તાર કહે સંદેશડો, મંત્ર નહી પણ તંત્ર. ૮

## વિદ્યા મહીમા વિષે.

ધન વિદ્યા અધીકારની, જોતાં હદ ન જણાય;
અંત નહિ આકાશનો, ગરૂડો ગોથાં ખાય. ૧
સર્વ કળાનું કોઇથી, ધરાય નહિ અભિમાન;
જુઓ કળા કુંભારની, શું જાણે વિદ્વાન. ૨
જે વિદ્યામાં જે કુશળ, તે જાણે તે મર્મ;
પંડીતજન ભણે નહી, કુંભારનું જે કર્મ. ૩
ભણીને સુધરે બાળપણુ, તો જીવતર ઉત્કર્ષ;
ચોમાસું સુધર્યાં થકી, સુધરે આખું વર્ષ. ૪
તુટે દરીદ્ર તેહનું, ભલી વિધ હોય ભણેલ;
ફીકી છે તો કોઇદિન, મટે આંખનો મેલ. ૫

## संगत विषे.

જેવું પુસ્તક કર ધરે, ઉરમાં એવી વાત;
માળા લીધે પ્રભુ સમૃતિ, તરવારે જન ઘાત. ૧
જેનો વિનાશકાળ છે, તે સંગે દુઃખ થાય;
ઘઉંની સાથે જે પડે, ઘંટીમાંહિ દળાય. ૨
સજ્જન પણ ખલ સંગથી, ખળ જેવો દેખાય;
કાચ સંગ જેવો કરે, તેવો રંગ જણાય. ૩
જે જેવી સંગત કરે, તેવું કૃત કરનાર;
ચોર સંગ ચોરી કરે, વણિક સંગ વેપાર. ૪
માણુસ તેવું નીપજે, જેને જેવો સંગ;
વસ્ત્ર બોળીયે રંગમાં, દીસે તેવો રંગ. ૫
સંગ અધર્મીનો કરે, ધર્મી પણ પીડાય;
જેમ ચોરની સંગતે, શાહ કેદમાં જાય. ૬

## स्वार्थ विषे.

સ્વાર્થથી સંસારમાં, આપે આદર કોઇ;
આસન આપે દરજીને, સોની બેસે ભોંઈ. ૧
વૈદ વધારે રોગને, જો વિશેષ ધન આશ;
ભીના પાટા બાંધશે, ઘીની વાગ્યે ફાંશ. ૨
ન ગમ્યું તે અપવિત્ર ગણી, ગમતું ગણ્યું પવિત્ર;
ચુડો ન ગણ્યું હાડકું, જગત વિચાર વિચિત્ર. ૩
સ્વાર્થિ જન દે સ્વાર્થે, ખાન પાન સુખ સાજ;
કસાઈ પશું તાજાં કરે, પણ હણવાને કાજ. ૪
સ્નેહ સ્વભાવિક માતનો, નહિ સ્વાર્થનું ભાન;
પોષે છે પશુ પક્ષિણી, સ્વાર્થ વિણુ સંતાન. ૫
સ્વાર્થ વિના ન ઓળખે, સ્વારથીયો સંસાર;
નિત્ય દીસે નક્ષત્ર પણુ, કોઇક ઓળખનાર. ૬
આપ આપની મતલબે, બોલે જુઠ હમેશ;
વેષ્યા વર્ષ ક્રમી કહે, જોગી વર્ષ વિશેષ. ૭

## सहवास विषे.

સ્વજાતિમાં સૌને ગમે, વસવું કરી નિવાસ;
માણુસ માણુસમાં વસે, પશુ જઇ પશુની પાસ. ૧
સદૈવ જે સાથે રહે, તેમાં ખટપટ થાય;
દાંત તળે કોઇક દિને, જીભ જરૂર દબાય. ૨

## सगपण विषे.

સગપણ ને સોનું ખરૂં, પીતળ દીસે પ્રિત;
ચટકી ચળકે ચાર દિન, રંગ કસુંબી રીત. ૧
જન બીજા જુદા પડે, સગેસગા મળી જાય;
જેમ મળે ઘી ખીચડી, કાચરી જૂદી જણાય. ૨
લડે વઢે તોપણ સગા, અંતે એકજ વીર;
જુદાં જેમ પડે નહિ, ડાંગે માર્યા નીર. ૩
ભલે હોય ભુંડા ભલાં, તોય ભાઈ તે ભાઇ;
દાંત દુખાવે જીભને, તોય દાંત સુખદાઇ. ૪

## स्वभाव विषे.

વસુધાને વિદ્યા વિષે, વિવિધ રસોનો વાસ;
આંબો ચૂસે મિષ્ટ રસ, લે આંબલી ખટાશ. ૧
અંતરપટ ઉઘાડતાં, ઝડપથી ઉપજે ઝેર;
વણુ ચાળવણી ચક્ષુનાં, પઠળ ઉતારણુ પેર. ૨
છાના છેક રહે નહિ, અંતર તણા વિચાર;
આવે નીકળી એકદમ, અહાર સમ ઉદ્‌ગાર. ૩
તિર્થે પાપ ટળે નહી, જો મન મેલ ન જાય;
ખાળકુંડીનું હાંડલુ, ધોએ ઉપર શું થાય. ૪
મરતાં સુધી મટે નહી, પડી ટેવ પ્રખ્યાત;
ફાટે પણુ ફીટે નહી, પડી પટોળે ભાત. ૫
સંગતથી સુધરે કદી, જાતિ સ્વભાવ ન જાય;
નાગર સંન્યાશી થયો, પણુ ખટપટ ચિત્ત ચ્હાય- ૬
પારસ પરસે લોહને, તો તે કનક થનાર;
પણુ તેનો બદલાય નહિ, અસલ તણો આકાર. ૭

કઠોર તે કોમળ દીસે, સ્વભાવ કુળ સરખોજ;
પથ્થર સુત લોઢું જુઓ, જળ સુત જુઓ કમળ. ૮
જનમન કોમળ કે કઠણુ, દેખી ન ધરીયે ખાર;
ગુલાબ કોમળ કોઠ ફળ, કઠણ કર્યું કર્ત્તાર. ૯
જુદા સ્વભાવના જનો, દેખી ન ધરવો ખેદ;
તીખાં કડવાં ને ગળ્યાં, તરૂવરમાં પણ ભેદ. ૧૦
જાતિ સ્વભાવ સમ શબ્દ, ઉચરે મુખ ઉચ્ચાર;
શ્વાન ભસે હય હણુહણે, કરે કરી ચિકાર; ૧૧
જાતિસ્વભાવ જોઇને, રૂદે ન ધરીયે રોષ;
સુષ્ટાએ ભસવા સુજયું, શ્વાન તણો શો દોષ. ૧૨
સરસ ઉચરવા જાય પણ, સ્વભાવ સમ ઉચરાય;
બન્યો જન્મથી બોબડો, શુદ્ધ કેમ બોલાય. ૧૩
જે જેને મન સહિ રહ્યું, તે તેને સુખરૂપ;
મગર મહાસાગર ગમે, કચ્છપ ને મન કુપ; ૧૪
જડથી પણ સુધરે જરૂર, સ્વભાવ મળતું કામ;
દળે વણે કાંતે લણે, જંત્રોએ જુઓ તમામ. ૧૫
ચાલે એકજ ચાલ જે, તે ઉપયોગી ગણાય;
વસ્ત્ર વણાય વરાળથી, વાયુથી ન વણાય. ૧૬
અંતે જાય સ્વભાવ પર, કદિ બોધે બદલાય,
જંત્રે જળ ઉંચું ચડે, પણ પાછું પડી જાય. ૧૭
આપ આપને ફાવતી, કહે કાઢવા ખામી;
પીવું નહી જળ ગજ કહે, જળચરને શિરનામી. ૧૮
કહે ઉંટ કદી આપણે, કર્યું ન નબળું કાજ;
નીચે મુખ નવ ચાલવું, એમ કરો સૌ આજ. ૧૯
અટકાવ્યાં અટકે નહિ, જે વેગે વહી જાય;
કાં તો થાકીને રહે, કાં ભીંતે ભટકાય. ૨૦
સ્વભાવ જો સુધર્યો નહી, ભણ્યો નહી સુધરેલ;
છે ચોરો યુરોપમાં, ભણતર ઘણું ભણેલ. ૨૧
કહી કહી થાકયા કવિજનો, લખી લખી થાકયા લેખ;
જાતી સ્વભાવ જન તણા, તે તો ટળ્યા ન રેખ. ૨૨
જન્મ સ્વભાવ ટળે નહી, કરતાં કોટી ઉપાય;
પથ્થર બળી ચુનો થયો, કઠણપણું નવ જાય. ૨૩

સહજે જાતિ સ્વભાવ સમ, વાણી મુખે વહાય;
શુક સમ મધુરાં વચન મુખ, કાગે કેમ કઢાય. ૨૪

## सज्जन विषे.

સજ્જન સોના સ્નેહી પણ, દુષ્ટ તણે મન કાળ;
જગત ચક્ષુ છે સુર્ય પણ, ઘુડ ગણે વિકરાળ. ૧

સજ્જનને હરકત કરે, તે જન પામે કલેષ;
સ્પર્શ કરે તે પ્રજળે, અગ્નિને નહી દ્વેષ. ૨

મર્યાદા મુકે નહી, સજ્જન લડતાં કોય;
જેમ કુળવંતી નારીનું, હસવું હોઠે હોય. ૩

શીખ શીખવતાં મુરખને, શીખે સમજુ તત્કાળ;
તાડન કરતાં ટટુને, તે જણુ તજે કુચાલ. ૪

નિર્મળ જનને કેમ કરી, ગુપ્ત ભેદ કહેવાય;
કમાડ જેનાં કાચનાં, ગુપ્ત ચીજ ન રખાય. ૫

નિર્મળ જન ઢાંકે નહિ, પર જશનો આભાસ;
ફાનસમાં દીવો બળે, બહાર પડે પ્રકાશ. ૬

થોરે ઠેકાણે મળે, ઠરવા કેરૂં ઠામ;
બહુ પૃથ્વિ જળ ખારમય, દીસે દલપત્તરામ. ૭

ગણે નહિ ગંભીર જન, દુર્જનના આવાજ;
શ્વાન ભસે સો સામટાં, ગણે નહિ ગજરાજ. ૮

જનો ઘણા જગમાંહિ પણ, ગુણિજન પામે માન;
ઉત્તમ છોડ ઉછેરશે, ધન ખરચી ધનવાન. ૯

ચાલે તેમ ચલાવીને, સમજુ સાધે કામ;
જળ ચક્કીની જુક્તિ સમ, ઠાઠ રચે તે ઠામ. ૧૦

ગુણ આશ્રય દેનારનો, ભુલે ન સજ્જન તેહ;
હિંદુ સાથે પારસી, હજી નિભાવે નેહ. ૧૧

સજ્જનની પ્રિતિ નહિ, લુખી પડે લગાર;
સોનું જુનું થાય નહિ, વિત્યે વર્ષ હજાર. ૧૨

## संप विषे.

જથ્થાબંધ સંપી વસે, તેને દુઃખ ન થાય;
કદી હળાય ન કણસલું, છુટી જુવાર હળાય. ૧

શ્રેષ્ટ કાજ પણ સહજમાં, ઝાઝા મળી કરાય;
લાખ જણા એકેક દે, લાખ તણો ઢગ થાય. ૨
વિચરે અતડો એકલો, તેને હરકત થાય;
મરે એકલી સોગટી, જુગ નહિ માર્યો જાય. ૩
અણુબનાવ વાળા મરે, મરે એક કે બેય;
પાણીને પાવક મળ્યાં, કહોજી કેમ રહેય. ૪
બેની લડાઈમાં પડે, જન તે માર્યો જાય;
ઘંટીના બે પડ વિષે, દાણા પડ્યા દળાય. ૫
સજ્જન આ સંસારમાં, સગાં ભલાં કે સંપ;
પડી ફાટ પાષાણમાં, લાગ્યું વચમાં લંપ. ૬
સંપ કરે કિંમત વધે, ઘટે કરે મન રીસ;
થાય અંક મુખ ફેરવે, ત્રેસઠના છત્રીસ. ૭
બહુ જન મળીને જે કરે, તે એકે ન કરાય;
સાવરણી ઘર સજ્જ કરે, સળી એકે શું થાય. ૮
અશક્ત પણ શક્તિ ધરે, કરે સંપ સંબંધ;
જાય આંધળો કાશીએ, ધરી લુલાને કંધ. ૯
એક તણી અક્કલ વડે, સર્વ કાજ નહિ થાય;
ઘર વાસણ ને વસ્ત્ર તે, એકે કેમ કરાય. ૧૦

## સત્ય વિષે.

સત્યવાદી સાચું વદે, હિંમત ધરી હમેશ;
કાંટો કનક તુલા તણો, શરમ ન રાખે લેશ. ૧
સત્ય વિષે બહુ સદ્‌ગુણો, ગણતાં એમ ગણાય;
જેમ રૂપૈઆ એકમાં, આના સોળ સમાય. ૨
સત્ય ન સંતાડ્યું રહે, ખરો જુઓ એ ખેલ;
આવે જેમ ઉપર તરી, જળ તળીએથી તેલ. ૩
સત્ય સાચવે તેહને, ખલજન શું કરનાર;
કેમ શ્વાન કરડી શકે, જે ગજ શીર અસ્વાર. ૪
શરમ તજી સાચું કહે, સત્યવાદી જન જેહ;
દર્પણ દેખાડી દીયે, જેનો જેવો દેહ. ૫

સત્યવાદીના સત્યનો, ભેદુ જાણે ભંગ;
દરપણ ઉલટું દાખવે, ડાબુ જમણું અંગ. ૬
સત્યવાદી સાચું વદે, રૂદે ન ધરીયે રોષ;
નાક વિના નકટી દીસે, દર્પણનો શો દોષ. ૭

## सद्गुण विषे.

બધાય વિદ્યા બીજનું, જીવન સદ્ગુણ જાણ;
વણ જીવન જો વાવીયે, હોય સકળ શ્રમ હાણ. ૧
ઉત્તમ શુભ ગુણ એકથી, મળે જગતમાં માન;
કોકીલ મધુરાં કંઠથી, કરે ખુશી જન કાન. ૨
હોય એક ગુણ અધીક તો, એક તુન્ય ગુણ હોય;
કાગળ પુષ્પ સુકાય નહી, સુગંધી તેમાં નોય. ૩
એકજ વસ્તુમાં નહિ, સઘળાં સુખનાં મુળ;
મીઠી છાંયા લીંબડો, પણ નહિ ફળફુલ. ૪
જો નિજ ગુણ ઠંડા પડે, તો ઉતરે અધિકાર;
જો પારો થડો પડે, તો નીચો જાનાર. ૫
દેખીતા ગુણ જન ગણે, અદર્શ ગુણ નહિ કોય;
અસ્ત ગણાય અમાસ શશી, પ્રકાશ પાછળ તોય. ૬
સદ્ગુણ પણ નહી કામનો, જો પહોંચે હદ પાર;
આખી રાત ઉજાગરો, કરી ભણે દુઃખકાર. ૭
નિચ જાતી પણ સદ્ગુણી, પામે કિર્તિ પ્રકાશ;
કંઇક સદ્ગુણી શ્વાનના, હયાતિ છે ઈતિહાસ. ૮
માને જો સૌ માનવી, તેની કીમત ગણાય;
સોનામાં શો માલ છે, નહિ ઓઢાય ખવાય. ૯
સ્મૃદ્ધિ સાથે સદ્ગુણો, ઠરે કોઈકજ ઠામ;
સોનું તથા સુગંધ ક્યાં, દીસે દલપત્તરામ. ૧૦

## व्याख्यान पछी स्तुति करवा विषे.

( દોહરા. )

દયા તે સુખની વેલડી, દયા તે સુખની ખાણ;
અનંતા જીવ મુગતે ગયા, દયાતણાં ફળ જાણ. ૧
હિંસા તે દુઃખની વેલડી, હિંસા તે દુઃખની ખાણ;
અનંતા જીવ નરકે ગયા, હિંસા તણાં ફળ જાણ. ૨

ચેતો રે ભવ પ્રાણિયા, એ સંસાર અસાર;
સ્થિરતા કોઇ દીસે નહિ, ધન જોબન પરિવાર. ૩
ધર્મ કરો રે તમે પ્રાણીયા, ધર્મ થકી સુખ હોય;
ધર્મ કરંતાં જીવને, દુઃખીયા ન દીઠા કોય. ૪
જીવ દયા પાળી સહી, પાળી છે છકાય;
વસતા ઘરનો પ્રાહુણો, મીઠા ભોજન ખાય. ૫
જીવ દયા પાળી નહિ, પાળી નહિ છકાય;
સુંના ઘરનો પ્રાહુણો, જેમ આવ્યો તેમ જાય. ૬
રત્ન પડયું છે બજારમાં, રહ્યું ગરદ લપટાય;
મુરખ જાણે કાંકરો, ચતુરે લીયો રે ઉઠાય. ૭
ચૌટા કેરા બજારમાં, લાંબા પાન ખજૂર;
ચઢે તો ચાખે પ્રેમ રસ, પડે તો ચકનાચૂર. ૮
એ શીખામણ સાચી કહી, સર્વને હીતકાર;
કાંઇક દયા કરૂણા રાખજો, તમે સાંભળ્યાનો પરીમાણ. ૯
ખરો મારગ વીતરાગનો, સુક્ષ્મ જેના ભેદ;
સેઠા થઇને સરદજો, મનમાં રાખી ઉમેદ. ૧૦
ડગાવ્યા ડગજો મતી, નિશ્ચળ રાખજો મન;
હિંસાથી રે'જો વેગળાં, કહેવાશો ધન્ય ધન્ય. ૧૧
ઢીલ ન કીજે ધર્મની, તપ જપ લીજે લૂંટ;
જેસી શીશી કાચકી, જાય પલકમેં ફૂટ. ૧૨
દુક્ષમ આરો પંચમો, નિશ્ચળ રાખજો મન;
થોડામાં નફો ઘણો, જેમ કુંડામાંહિ રતન. ૧૩
સાધુ ચંદન બાવના, શીતળ જાકો અંગ;
લેહેર ઉતારે ભુજંગકી, દેદે જ્ઞાનકો રંગ. ૧૪
સાધુ બડે પરમારથી, મોટા જીનકો મન;
ભરભર મુઠી દેત હે, ધર્મ રૂપીયો ધન. ૧૫
હળુ કરમી જીવને, રૂચે એ ઉપદેશ;
ખરો મારગ વીતરાગનો, જેમાં કુડ નહિ લવલેશ. ૧૬

# चौवीस जीन विषे आरती.

જય મુક્તિ દાતા, પ્રભુ જયમુક્તિ દાતા;
તુજને વંદન કરીએ, ગુણ તારા ગાતાં.
જય દેવ જય દેવ. એ ટેક.

આદીનાથ અજીત, સંભવ સુખકારી, પ્રભુ સંભવ સુખકારી;
કષ્ટ અમારા કાપો (૨) હે ભવ ભય હારી. જય૦ ૧
અભિનંદન સુમતી, પદમ તું મુજ પ્યારો, પ્રભુ પદમ તું મુજ પ્યારો;
સુપાર્શ્વ ચંદ્ર સુબુદ્ધિ કર (૨) શીતળ ભવ તારો. જય૦ ૨
શ્રેયાંસ વાસુ વિમળ, અનંત ગુણ ભરીયા, પ્રભુ અનંત ગુણ ભરીયા;
કષ્ટ ભવોનાં કાપી (૨) શિવરમણી વરીયા. જય૦ ૩
ધર્મ ધુરંધર નાથ, આપ વશ્યા મુક્તિ, પ્રભુ આપ વશ્યા મુક્તિ;
શાન્તિનાથ સુણો શ્રવણે (૨) દાસ તણી યુક્તિ, જય૦ ૪
કુંથુનાથ કોડે, કાઢય કુવનમાંથી, પ્રભુ કાઢય કુવનમાંથી;
અર મલ્લીને પ્રણમું (૨) તારો કર સાથી. જય૦ ૫
મુનિસુવ્રત મહારાજ, અગણીત મુજ ખામી, પ્રભુ અગણીત મુજ ખામી;
વંદુ શીર હું નામી (૨) તાર્ય અંતરજામી. જય૦ ૬
નમીનાથ ભગવાન, ભાવ ધરી ભાળો, પ્રભુ ભાવ ધરી ભાળો;
નિર્મળ નેમ નગીના (૨) દુઃખ સર્વે ટાળો. જય૦ ૭
પાર્શ્વ પરમ કૃપાળ, જન પાલનહારો, પ્રભુ જન પાલનહારો;
વર્દ્ધમાન જીન વંદુ (૨) ભવ જળથી તારો. જય૦ ૮
ચૌવીસ જીન ભક્તિ, ભાવ ધરી કરશે, પ્રભુ ભાવ ધરી કરશે;
જન્મ મરણ દુઃખ ટાળી (૨) મુક્તિને વરશે. જય૦ ૯
નમી તુજને કહે નેમ, નાથ તું છે મારો, પ્રભુ નાથ તું છે મારો;
જૈન પ્રવર્તક મંડળ (૨) શાશન સહુ તારો. જય૦ ૧૦

## अभीमान तजवा विषे.

( રાગ ભરથરી. )

શું રે ભર્યું છે શરીરમં, વેગે કર તું વિચારજી;
અનુભવ અંતરમાં થશે, ત્યારે સમજીસ સારજી. શું૦ ૧

કસ્તુરી કે કેસર નથી, નથી કુસુમ કપુરજી;
અત્તર કે અર્ગજા નથી, નથી ગંધ મધુરજી. શુંરે૦ ૨
માંસ રૂધિર રસ મેદને, મલ-મૂત્ર ભરેલજી;
મજા અને નસ નાડિઓ, માથે ચર્મ મઢેલજી. શુંરે૦ ૩
અપવિત્ર એવા પદાર્થનું, એ છે અદ્ભુત કામજી;
પેદા થયું અપવિત્રથી, લેતા લાજીએ નામજી. શુંરે૦ ૪
લાળને લીંટ પડયા કરે, ધામે થાય છે ધાણુજી;
દેખાય છે નિત્ય દ્રષ્ટિએ, ખોટી વસ્તુની ખાણુજી. શુંરે૦ ૫
દુર્ગંધે ગંધાય છે, રોગ દોષનું ધામજી;
પ્રાણુ ગયા પછી કોઇને, કશું આવે ન કામજી. શુંરે૦ ૬
ઉત્તમ અંજાને વસ્ત્રનો, દુષ્ટ વાળે છે દાટજી;
અંતર માંહી અપાર છે, ક્રોધ કામના કાટજી. શુંરે૦ ૭
હાડકાંનું હોય પાંજરૂં, તેનું શું અભિમાનજી;
કેશવ તે કેમ તું થશે, ભુલી જા નહિ ભાનજી. શુંરે૦ ૮

## प्रभु पासे अरजी.

[ શું કહું કથની મારી રાજ—એ રાગ. ]

અરજી એક અમારી, ના....થ અરજી એક હમારી;
લ્યો અધમપણાથી ઉગારી, ના....થ. અરજી૦-ટેક.
દુષ્ટજનોની મટો દુષ્ટતા, શ્રેય સર્વનું થાઓ;
અધમજનોની મટી અધમતા, ધર્મ પંથ તે ધાઓ. નાથ૦ ૧
સવળા મારગ સુઝે સહુને, અવળાથી અળસાઓ;
હરે કામ દોષિત કરવામાં, એ સદ્બુદ્ધિ આવો. નાથ૦ ૨
સંત શિષ્ય વ્યાધિ સહુ વિરમી, પરમાનંદ પથરાઓ;
વિષમ મતિ બદલીને બહુધા, સમરસ માંહે સમાઓ. નાથ૦ ૩

## मैत्री भावना.

( રાગ ઉપર પ્રમાણે. )

સદ્ગુણુ રસથી સુધારી—નાથ.... તારક લ્યો હવે તારી.
મૈત્રીભાવ સદા રહે મનમાં, દુશ્મનતા દુર થાઓ;
નિરખી પરના ગુણુ મુજ અંતર, પ્રસન્નતા પ્રસરાઓ....નાથ-તા૦ ૧

દોષ નહિ દેખાય દ્રષ્ટિમાં, ઉચ્ચ ગુણો ઉભરાવો,
ઈર્ષા માત્ર ન ઉપજે એવાં, વાદળને વરસાવો.... નાથ–તા૦ ૨
ગમે ન પરની નિંદા કરવી, દુષણ માત્ર દબાઓ;
ભિન્નપણાનો ભાવ મટીને, નિજરૂપે નિરખાઓ.... નાથ–તા૦ ૩
સંત શિષ્ય વિનવે કરજોડી, એ અરજી અવધારો;
પૂર્ણ વિવેકી પ્રભુ બનાવી, વિરોધ કરતાં નિવારો....નાથ–તા૦ ૪

## ચાબખો.

તારૂં ધનરે જોબન ધૂળ થાશે, કંચન જેવી કાયા તે રાખમાં રોળાશે;
પેટ પીડા ને કાળા કળતર, જીવતાં કેમ જોવાશે.
કફ ઉપડશે ને મુઝારો થાશે, પછી કડવાં ઓસડ પાસે. તારૂં૦ ૧
વૈદ તેડાવીને વૈદાં કરાવશે, ને તારી તે નાડીયો ઝલાશે;
ટૂટી એની પછી બૂટી નહી, તારા નાકની ડાંડી મરડાશે. તારૂં૦ ૨
દસ દરવાજા તારા બંધ કરી દેશે, અતી આતુરતા થાશે;
આંખો ફરશે ને અકલામણ આવે, જીભલડી તારી જલાશે. તારૂં૦૩
જેના વીના એક ઘડી ના ચાલતું, ને તારી ત્રીયા રંડાશે;
ભવોભવના છેટાં પડશે, તારા નામની તે ચુડીવો ભંગાશે. તારૂં૦ ૪
ખોખરી હાંડલીમાં આગ લેશે, ને મસાણે લાકડા નંખાશે;
સગાં કુંટુંબ મળી સળગાવી દેશે,પછી બહારના કાગળ લખાશે.તારૂં૦૫
દસ દહાડા પછી સુતક કાઢશે, માથાં ને મુછો મુંડાવશે;
સારી પેઠે એનું સુતક કાઢી, પછી બારમાની સુખડી ખાશે.તારૂં૦ ૬
દયા ધરમ ને ભક્તિ વિના, તારૂ રાજ ને ધન ભેલાશે;
ભોજેભગત કહે પ્રભુ ભજ્યા વિના, મોટા મોટા લુંટાશે. તારૂં૦ ૭

## उपदेशी सज्झाय.

( રાગ–સદા મગનમેં રૈના રે. )

તારી પુલસી દેહિ પલકમાંહિ પલટે, ક્યા મગરૂરી રાખેરે;
આતમજ્ઞાન અમીરસ તજકે, ઝેર જહી કયું ચાખેરે. તારી૦ ૧
કાળ વેરીરે તારી લારેરે લાગ્યો, જયું પીસે ત્યું ફાકેરે;
જરા મંજારી છલકર બેઠી તો, જયું પરદેશી તાકીતરે. તારી૦ ૨
શીરપર પાઘ સોહે કસબોઈ, તીનતીન છોગાં રાંગેરે;

નીરખે નારી પારકી મુરખ, વચન વિષય રસ ભાંખેરે. તારી૦ ૩
ઇંદ્ર ધનુષ્ય જ્યું પલકમાં પલટે, દેહ એહ સમ દાખેરે;
ઇસિકો ગર્વ કરે સોઇ મુરખ, એમ કહે આગમ સાખેરે. તારી૦ ૪
રત્નચંદ્ર જગ દેખ અથીરતા, બંધીયા કર્મ વીપાકેરે;
સીવપુર આસ લગી મોય સતગુરૂ,મોક્ષતણી અભિલાષારે. તારી૦ ૫

---

## उपदेशी सझाय.

( દયા ધરમ નહિ મનમેં, મુખડા ક્યા દરપનમે ૨ એ ટેક. )

જબલગ પુલ રહે પુલવાડી, બાર રહે તિન બનમેં;
એક દિન એસી હો જાવેગી, ધુલ ઉડેગી તનમે. (૨) મુખડા૦ ૧
ચુબાચંદન અબિર અગરજા, શોભે ગોરે તનમે (૨)
ધન જોબન ડુગરકા પાની, ઢલજાવેગા છીનમે. (૨) મુખડા૦ ૨
નદીયાં ગેરી નાવ પુરાની, ઉતરે ચાહે સનમે (૨)
ગુરૂ મુખ હોય સો પાર ઉતરે, નુગુરા બૂડે ઉનમે.. (૨) મુખડા૦ ૩
કોડી કોડી માયા જોડી, સુરત રહિ નિજ ધનમેં;(૨)
દશ દરવાજા ઘેર લીયા જબ, રહી ગઈ મનકી મનમેં.(૨) મુખડા૦ ૪
પગીયાં બાંધે પગ પગવારે, તબ ભુલા ભુલનમેં; (૨)
કહે કબીરા સુનો ભાઈ સાધુ, લપટ રહેગા મનમેં.(૨) મુખડા૦ ૫

## अथ श्री श्रावकना त्रग मनोरथनी सझाय.

( નીંદરડી વેરણ હુઈ રહી રે–એ દેશી. )

આરંબ પરીગ્રહ છાંડીને, આદરશું રે કેદી સંજમ ભારકે;
ભોગ થકી વિરમી કરી, બેસીશું રે કેદી ભાવની નાવકે;
એમ શ્રાવક મન ચિંતવે. ॥ ૧ ॥
પડીમાં મોક્ષની પાવડી, વધારૂંરે મારા વૃતના અંશકે;
તે દીન હું સુખીઆ થાશું, જેમ સુખીયોરે હોવે ખગ નીર માંસકે;
એમ શ્રાવક મન ચિંતવે. ॥ ૨ ॥
પાસ તજી ગૃહ વાસના, કેદી હોશુંરે શોભિત અણગારકે;
સૂત્ર સરોવર હંસલો, વનવાસીરે સંજમ તપધારકે;
એમ શ્રાવક મન ચિંતવે. ॥ ૩ ॥

અંતે અણુસણુ આદરી, સૌ છોડીરે તનના પ્રતિબંધકે;
સીવ સુખ નંદન વન વિષે, રતિએ રમશુંરે જેમ દેવના ઈંદ્રકે;
એમ શ્રાવક મન ચિંતવે. ॥ ૪ ॥
પંથે જતા પંથીકને, પ્રભુએ ભાખ્યારે સૂત્રે ચાર વિસામા કે;
એમ ઠાણાંગે ઉપદેશા, શ્રાવક નારે વિસામા ઠામકે;
એમ શ્રાવક મન ચિંતવે. ॥ ૫ ॥
છિદ્ર ન દેખે કેહના, નહિ રાખેરે કંઇક કઠક સ્વભાવકે;
અમૃતના ઘટ સારીખો, સત્ય વાદીરે કરે સાચો ન્યાયકે;
એમ શ્રાવક મન ચિંતવે. ॥ ૬ ॥
સમજાવે મુર્ખ પ્રત્યે, પડતાં રાખેરે ધરીને બાંહ્યકે;
ખીજ્ઞ કરે પાખંડીને, મન વસિઓરે જેમ સુરતરૂ છાયકે;
એમ શ્રાવક મન ચિંતવે. ॥ ૭ ॥
ઉપકારી ચીહુ સંઘના, સાધુનારે વળી મિત્ર સમાનકે;
સેવક ચરમ જીણુંદના, એહ કરણીરે કરે મોક્ષની આશકે;
એમ શ્રાવક મન ચિંતવે. ॥ ૮ ॥
આતમવાદી ચરચતા, નય જાણેરે ગુરૂ વચન પસાયકે;
નિશ્ચે ને વ્યવહારને, મન જાણેરે ઉત્સર્ગ અપવાદકે;
એમ શ્રાવક મન ચિંતવે. ॥ ૯ ॥
જળવાન મન મોરને, રવી દેખેરે લીએ કમળ વિકાશકે;
ચંદ્ર દેખી સાયર હશે, તેમ જીન મુખેરે ચાહે સમણો પાસકે;
એમ શ્રાવક મન ચિંતવે. ॥ ૧૦ ॥
ગુરૂ પ્રયત્નીક દેખી નવી ગમે, તે દેખીરે જાણે મહા દુઃખદાયકે;
આણંદનીપેરે વીધી સહુ, ટાલે અતિચારરે ન નમાવે સીશકે;
એમ શ્રાવક મન ચિંતવે ॥ ૧૧ ॥
ઉઠતાં બેસતાં ચાલતાં, વીણુ કષ્ટેરે વળી કષ્ટ મોઝારકે;
વીર વીના સમરે નહિ, ઉંઘમાંહિકે ભુલાનો આગારકે;
એમ શ્રાવક મન ચિંતવે, ॥ ૧૨ ॥
ધોરી જીન શાસનતણા, દેશગુણના પેરયા શણગારકે;
વેર વીરોધી કરમના, જે બેઠારે નીજગર મોઝારકે;
એમ શ્રાવક મન ચિંતવે. ॥ ૧૩ ॥

સમાપ્ત.